# ગ્રામ્ય મંડળીઓની ભજનસેવા



કિમ્મત ચાર આના

# ગ્રામ્ય મંડળીઓની ભજનસેવા

કર્તા:

રેવ. એડવર્ડ કે. ઝીગ્લર, બી. એ.
પ્રિન્સિપલ, ગુજરાતી બાઈબલ સ્કૂલ,
ભાઈઓની મંડળી;
વલસાડ, જી. સુરત.

પ્રથમાવૃત્તિ] [પ્રત ૫૦૦

સને ૧૯૩૯

કિંમત રૂા. ૦-૪-૦

# લેખકની પ્રસ્તાવના

ભજનસેવાને અંગે સાહિત્યની ખોટ ઘણાં વરસથી માલૂમ પડે છે. હિન્દની ગ્રામ્ય મંડળીઓને માટે ભજનસેવાના કાર્યક્રમો અને ખ્રિસ્તી તહેવારોને માટે સૂચનાઓ પૂરાં પાડે એવા પુસ્તકની જરૂર છે. આ નાની પુસ્તિકા તે ખોટ પૂરી પાડશે એવી લેખકની આશા છે. કેટલાંક વરસના અભ્યાસ, અવલોકન, અને ગ્રામ્ય મંડળીઓના અનુભવનાં ફળ આની અંદર છે. ભજનસેવાની મારફતે હિન્દના ખ્રિસ્તી ગ્રામ્ય જનોને ઈસુ ખ્રિસ્તને ચરણે લાવવાને માટે વિશ્વાસુ પાળકો, શિક્ષકો તથા સ્વયંસેવકો ઘણું સારૂં કામ કરે છે. તે લોકોને આ પુસ્તિકા ઉપયોગી થઈ પડશે એવી આશા છે.

આ ક્ષેત્રમાં વધતો અભ્યાસ, બહોળી અજમાયશો, અને અનુભવની આપલેની ખાસ જરૂર છે. જેઓની ઇચ્છા છે, કે ખ્રિસ્તી મંડળીનાં મૂળ હિન્દની ભૂમિમાં ઊંડાં ઊતરે તેઓ આ ક્ષેત્રમાં ઘણું કામ કરી રહ્યાં છે; અને તેઓનો અનુભવ અને વિચારોની આપલે થઈ શકે તો ઘણો લાભ થાય. હિન્દની સંસ્કૃતિનો તેજસ્વી વારસો તથા બે હજાર વરસથી ઊતરી આવેલી ખ્રિસ્તી સંસ્કૃતિનું દ્રવ્ય તે સર્વનો લાભ ખ્રિસ્તી મંડળી લઈ શકે છે.

આ બે સંસ્કૃતિની નદીઓ ભેગી થાય તો તેમાંથી ખ્રિસ્તી મંડળી ભજનસેવાની એવી સુંદર વિધિઓ ઉત્પન્ન કરી શકશે, કે જે ખરી ખ્રિસ્તી વિધિ અને ખરી હિન્દી વિધિ ગણાશે.

ઈસુ ખ્રિસ્તની મારફતે ઈશ્વરપિતાનું ભજન હિન્દના લોકો એવી રીતે કરશે કે જાણે કે તેઓ જીવતું પાણી દેશી પ્યાલામાંથી પીતા હશે.

આ પુસ્તકના પહેલા ભાગનાં પ્રકરણો વ્યારા તથા વલસાડમાં ચાલતી ઈશ્વરવિદ્યાશાળામાં શિક્ષણ તરીકે આપવામાં આવ્યાં છે.

જુવાન ખ્રિસ્તી આગેવાનો જેઓ પોતાના લોકોને ઓળખે છે, અને ખ્રિસ્તના ખરા અનુયાયીઓ છે તેઓની સાથે ચર્ચા અને તેઓએ કરેલા કામનું પરિણામ આ છે. તેઓની સાથેની ચર્ચા અને પછી જે ભજનસેવાના કાર્યક્રમો તેઓએ તૈયાર કર્યા, વાપર્યા અને સુધાર્યા, તેની મારફતે જે ફાળો આ પુસ્તક લખવામાં તેઓએ આપ્યો છે તે અમૂલ્ય છે.

એમ. ઈ. મંડળીના માનવંત બિશપ જે. ડબ્લ્યુ. પીકેટ સાહેબ, જેઓએ તેમનાં પુસ્તકોની મારફતે અને કેટલાંક વરસથી મિત્રાચારી તથા સલાહથી મને અનેક રીતે પ્રેરણા તથા ઉત્તેજન આપ્યાં છે, તેઓનો હું ઋણી છું. વળી તેઓએ આ પુસ્તિકા વાંચી તથા તેને માટે પ્રસ્તાવના લખી તે સારૂ પણ હું તે સાહેબનો ઘણો ઉપકાર માનું છું.

વળી એન. સી. સી.ના સેક્રેટરીઓનો પણ હું ઋણી છું. ખાસ કરીને રેવ. જે. ઝેડ. હૉજ સાહેબે મને ઘણું ઉત્તેજન આપ્યું છે. રેવ. એફ. વિટેકર સાહેબે હસ્તલેખ વાંચ્યો અને ઘણી ઉપયોગી ટીકાઓ તથા સૂચનાઓ કરી છે.

જેઓએ ઘણી રીતે સહાય કરી છે કેટલાકે હસ્તલેખ વાંચ્યો, સલાહ તથા સૂચનાઓ આપી અથવા ભજનસેવાનાં કાર્યક્રમો અથવા સાહિત્ય મોકલી આપ્યાં અને વાપરીને સુધાર્યાં તેવા હિન્દી તથા મિશનેરી મિત્રોના મોટા સંઘનો ઉપકાર મારે માનવો જોઈએ. રેવ. જી. કે. સત્વેદીએ આ હસ્તલેખ વાંચીને ઘણી સારી સૂચનાઓ કરી હતી; વળી માસ્તર વલ્લભરામ એલ. રજવાડીએ ઘણું લખવાનું કામ કર્યું હતું, તે બે મિત્રોનો

ઉપકાર માનું છું. ખાસ કરીને આ ભાઈઓ તથા બહેનોનો આભાર હું માનવા ઇચ્છું છું: રેવ. પી. જી. ભગત, રેવ. સોમચંદ ઉક્કડભાઈ, મિ. રૂપસીંગ મંગળદાસ, રેવ. ઇ. એલ. કીંગ, રેવ. અને મિસિસ સી. જી શલ, રેવ. અને મિસિસ એ. એફ. બોલેંજર. વળી કેટલીક વ્યક્તિઓ તથા કંપનીઓએ તેમના લેખો તથા પુસ્તકોમાંથી સાહિત્ય વાપરવાની પરવાનગી આપી છે, તે બદલ તેમનો ઉપકાર માનું છું.

છેવટે જે કિંમતી ઉત્તેજન, સલાહ તથા સહાય મિસીસ ઝીગ્લરે શરૂઆતથી નિત્ય આપ્યાં છે તેને લીધે હું તેમનો ખાસ આભાર માનું છું.

વલસાડ,
૧, માર્ચ ૧૯૩૯.

એડવર્ડ કે. ઝીગ્લર
EDWARD K. ZIEGLER

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

લેખક : બિશપ જે. વાસ્કમ પિકેટ, એમ. ઈ. મંડળી.

ઘણા લોકોને આ પુસ્તકની જરૂર માલૂમ પડી છે. **હિન્દમાંની ખ્રિસ્તી સામુદાયિક હિલચાલો** નામનું પુસ્તક મેં બહાર પાડયું છે, ત્યારથી હિન્દના ગામડામાં કામ કરનારા ઘણા, હા, સેંકડો સેવકોએ આવા સાહિત્યની માગણી મારી પાસે કરી છે. રેવ. ઇ. કે. ઝીગ્લર આવું પુસ્તક તૈયાર કરે છે એમ મેં તેઓને જણાવ્યું છે. તેમણે પોતાનું કામ પૂરૂં કરીને આ પુસ્તક બહાર પાડયું છે, તેથી મને ઘણો આનંદ થાય છે. હિન્દના ગ્રામ્ય જનોમાં બહુ થોડા ભણેલા છે. જે કોમોમાંથી હિન્દની ગ્રામ્ય મંડળીનો મોટો ભાગ આવ્યો છે, તેમાં ઘણુંકરીને સાક્ષરપણું વિશેષ ઓછું છે. આ નવા ખ્રિસ્તીઓને ખ્રિસ્તમાં આવેલી સત્યતાનું જ્ઞાન કેવી રીતે આપવું તે ઘણા પાળકો, સુવાર્તિકો, તથા શિક્ષકોને માટે એક મોટો પ્રશ્ન છે. સાધારણ અભણ ગ્રામ્ય જનોના મન ઉપર ભાષણ કે શાસ્ત્રપાઠથી બહુ ઓછી અસર થાય છે. ભજનસેવાની જે વિધિઓ પશ્ચિમ દેશોની કેળવાએલી મંડળીમાં સાધારણ થઈ ગએલી છે, તે વિધિઓ હિન્દના ગ્રામ્ય ખ્રિસ્તીઓને અનુકૂળ આવતી નથી. જે ભજનસેવાનો મોટો ભાગ કેવળ બોધભાષણ છે, અથવા જેમાં ભજનારાઓ કેવળ અમુક કલમો વાંચીને ભાગ લઈ શકે, તે અભણ ખ્રિસ્તીઓને આકર્ષક નહિ લાગે. દેવળમાં આવીને ઉપદેશકને ઈશ્વરનું ભજન કરતા જોવાથી કોઈને લાભ થતો નથી.

જે હિન્દી ખ્રિસ્તીઓ ઓછા ભણેલા છે તેઓને માટે આકર્ષક અને જેમાં ભાગ લઈ શકાય એવી ભજનપદ્ધતિ જોઈએ છે. તેઓ મોટે ભાગે બાઈબલ વાંચી શકતા નથી. જો ખ્રિસ્તી માબાપનાં છોકરાં ન હોય, તો તેઓના મનમાં હિન્દુ અથવા મુસલમાન

દંતકથાઓ ભરેલી હોવાથી, તે વાતો વ્યક્તિત્વ તથા ખ્રિસ્તી વિચારો ખીલવવામાં નડતરરૂપ થાય છે. જે કંઈ વાતો તેઓને કહેવામાં આવે છે, તે જો ગ્રહણ કરે અને તેઓના મનમાં ઠસી જાય, તો જ તે તેઓનું આત્મિક પોષણ કરી શકે છે. જો ભજનસેવાની પદ્ધતિમાં ખ્રિસ્તી સિદ્ધાંતો દર્શાવે એવું સાહિત્ય સારા પ્રમાણમાં વાપરવામાં આવે, તો તે ભજનપદ્ધતિ તેઓને આકર્ષક અને લાભકારક થશે. તેનું કારણ એ છે, કે તે રીતે સત્યતા આકર્ષક રીતે દર્શાવવામાં આવે છે, અને ખ્રિસ્તના મન જેવાં તેઓનાં મન થાય છે. જે સાધનો વડે વ્યક્તિત્વ નવું તથા ઉત્તમ બનાવવામાં આવે છે તે, અને ખ્રિસ્તી ભાવ વધે છે, તે આવી ભજનસેવા પદ્ધતિઓમાં સંપૂર્ણ રીતે ઠસાવવામાં આવે છે.

## પ્રકરણ ૧લું

# ભજનસેવાની જાગૃતિ

હિન્દુસ્તાનના પ્રદેશોમાં જ્યાં જ્યાં ઈસુ ખ્રિસ્તના સંબંધમાં સામુદાયિક હિલચાલો થઇ ગઇ છે ત્યાં ત્યાં મંડળીની કેવી સ્થિતિ છે તે જાણવા નેશનલ ક્રિશ્ચિયન કૌન્સિલે થોડાં વરસ અગાઉ તપાસ કરી હતી. મંડળી ક્યાં વૃદ્ધિ પામે છે અને ક્યાં વૃદ્ધિ નથી પામતી તથા પામવાનાં કે ન પામવાનાં કારણો શાં તે શોધવામાં આવ્યાં. બિશપ જે. ડબ્લ્યુ. પિકેટના નેતૃત્વ નીચે તપાસ સમિતિએ ત્રણેક વરસ સુધી બારીકાઇથી તપાસ કરી હતી. હિન્દની ખ્રિસ્તી મંડળીના ઇતિહાસમાં આ સમિતિના હેવાલનું સ્થાન ઘણું મોટું છે. હિન્દની મંડળીની સ્થિતિ ઉપર તે ઘણો પ્રકાશ પાડે છે, એટલુંજ નહિ પણ ભવિષ્યને માટે વૃદ્ધિનો માર્ગ દર્શાવે છે. આ હેવાલની એક બહુ અગત્યની બાબત એ છે, કે મંડળીની વૃદ્ધિ અને જીવન સાથે ભજનસેવાના સ્થાનને નિકટનો સંબંધ છે. જ્યાં જ્યાં મંડળી વૃદ્ધિ પામતી જાય છે, ત્યાં ત્યાં મંડળીના કાર્યક્રમમાં ભજન સેવાનું સ્થાન ઘણું ઊંચું માલૂમ પડે છે. જે મંડળીઓમાં ખરી તથા સંતોષકારક ભજનસેવા નિયમિતપણે ચાલે છે તે મંડળીઓમાં આત્મિક વૃદ્ધિ થાય છે તથા સુવાર્તાપ્રચારમાં સભાસદો હોંશિલા માલૂમ પડે છે. વળી જે મંડળીઓમાં ભજનસેવા બરાબર ચાલતી નથી, તે મંડળીઓ ઘણું કરીને મંદ, નબળી તથા અસંતોષકારક છે. '**હિન્દુસ્તાનમાંની ખ્રિસ્તી સામુદાયિક હિલચાલ**' નામે ડૉ. બિશપ પિકેટ સાહેબના લખેલા પુસ્તકમાં ભજનસેવાના સ્થાન વિષે આ પ્રમાણે લખેલું છે! "નાગરકોયલ, વિદ્યાનગર, રાંચી અને ગુન્તુર જેવાં સ્થળોમાં ખ્રિસ્તી ભજનસેવા ઘણા સારા પાયા ઉપર ચાલે છે; ત્યાં ખ્રિસ્તીઓના જીવનમાં વધારે ઉન્નતિ જણાય છે, પરંતુ બરહામ, એતા, ગજીયાબાગ અને વિકારાબાદમાં ભજનસેવા ઉપર ભાર મૂકવામાં આવ્યો નથી તેથી એવા

સારા ફેરફારો ત્યાં માલૂમ પડતા નથી. જ્યાં નવા ખ્રિસ્તીઓ ઈસુ ખ્રિસ્તમાં પ્રગટ થએલા દેવનું ભજન કરતાં શીખી ગયા છે તથા જેઓને ભજન કરવાની સચોટ ટેવો પડી છે, ત્યાં તેમનાં સામાજિક બંધારણોમાં, વર્તણૂંકમાં અને ઈશ્વરની સાથેના સંબંધમાં ઘણો સુધારો જોવામાં આવે છે. માલા તથા માદીગા, ચમાર તથા ચુરા તથા બીજા પછાત વર્ગોની ઉપર પોતાની કહેવાતી નીચ સ્થિતિની છાપ બહુ ઊંડી પડી છે, પરંતુ જ્યારે આવા લોકો ઈસુ ખ્રિસ્ત મારફતે પ્રભુ બાપનું ભજન કરે છે, ત્યારે એ છાપ ભૂંસી નાખવામાં આવે છે. અમારા ઉપર ઈશ્વરબાપનો પ્રેમ છે, તેની છાપ જ્યારે ખરી ભજનસેવાથી તેઓના મન ઉપર પડે છે ત્યારે પોતાની ખરી કિંમત ઈશ્વરની દૃષ્ટિએ કેટલી છે તે તેઓ સમજે છે."*

જે ગામડાંમાં નિયમિત સંતોષકારક ખ્રિસ્તી ભજનસેવા ચાલતી નથી તેનું ચિત્ર પહેલાની સાથે સરખાવીએ: ભજનસેવા નથી ચાલતી ત્યાં મંડળી મંદ પડી છે. ખ્રિસ્તી ચારિત્રમાં ત્યાંના ખ્રિસ્તીઓ વૃદ્ધિ પામતા નથી; સુવાર્તાપ્રચારમાં તેઓ ઉત્સાહી નથી; સગાંસ્નેહીઓને ખ્રિસ્તની પાસે આણવાની ઇચ્છા નથી, બીજાઓનો ઉદ્ધાર કરવાનું મન નથી. એવા ગામમાં ધાર્મિક શિક્ષણ ગમે તેટલું સારૂં હોય પણ ખ્રિસ્તી ચારિત્ર અને સેવા બીલકુલ સંતોષકારક નથી.

ઘણાં ગામડાંમાં ભજનસેવા લગભગ આ પ્રમાણે થાય છે: પાળક અથવા સુવાર્તિક ઓચિંતો આવે છે, ખ્રિસ્તીઓને બોલાવે છે. પાળક સાહેબને માટે કોઇ ખાટલો મંગાવે છે, તેના ઉપર તે બેસે છે. બીજો ખ્રિસ્તી પટેલને બોલાવવા જાય છે. નાનાં નાનાં મેલાં બાળકો દૂરથી પાળક સાહેબને નિહાળે છે. કોઇ ઘંટ વગાડે છે. જે ખ્રિસ્તીઓ નવરા છે તેઓ ધીમે ધીમે આવે છે. કેટલાંકનાં લૂગડાં મેલાં છે. કેટલાકે વાળ ઓળાવ્યા નથી. ભજનસેવાને માટે કશી તૈયારી નથી. ખાસ જગા પણ નથી. પછી ઉપદેશક સાહેબ ચશ્માં પહેરે છે. તેઓ એક ગીત ગવાડે છે અને તેની પાછળ થોડાંક બાળકો ગાય છે; પછી તે શાસ્ત્ર-પાઠ વાંચે છે અને બોધભાષણ કરે છે. વખતે ઉઘરાણું પણ લે છે

* Pickett, J. W., *Christian Mass Movements in India.* P. 128. By permission of the Author.

(તે દાનધર્મ નહિ કહેવાય). અજાણ્યા શબ્દોમાં તે લાંબી પ્રાર્થના કરે છે. પછી સલામ કરીને ઘેર કે પોતાને ગામ ચાલ્યો જાય છે.

આથી શું થયું? મંડળીએ નહિ, પણ ગ્રામ્ય જનોની એક ટોળીએ ભેગી થઈને ઉપદેશકને પ્રભુનું ભજન કરતા જોયા તથા સાંભળ્યા. ભજનસેવામાં એક અજાણ્યા ગીત સિવાય તેઓનો કંઈ લાગભાગ હતો નહિ. કોઇ કોઇએ ઉઘરાણામાં પૈસો આપ્યો. પવિત્રાઇની શોભા ધારણ કરીને પ્રભુનું ભજન કરવું તે શું આ છે કે? અલબત, આ ચિત્રમાં થોડી અતિશયોક્તિ છે ખરી; પરંતુ શું તમે કદી આવું નથી જોયું? તો આપણા ગ્રામ્ય ભાઇઓના જીવનમાં બદલાણ કરે, તથા તેમના અંતઃકરણને સંતોષ આપી શકે તે કેવી ભજનસેવા હશે? કેવળ ઉપદેશકને ભજન કરતાં જોવાથી તેને સંતોષ થતો નથી, અને તે આકાશમાંના પિતા–જીવનદાતા–ની પવિત્ર હજૂરમાં આવતો નથી. ભજનસેવા ખરી હોય તોજ તે સંતોષી થાય. ભજનસેવામાં તેનો ભાગ હોવો જોઇએ. તેણે ભજનસેવામાં પોતાના જીવનનું અર્પણ કરવું જોઇએ. જીવનદાતા ઈશ્વરની હજૂરમાં પોતાના લોકોને લાવવા તે આગેવાનની ફરજ છે. ઈશ્વર પ્રત્યે નમ્ર ભજનારાના અંતઃકરણને લાગણીઓ દર્શાવવામાં આગેવાન સહાય કરી શકે છે, અને એ તેની ફરજ છે.

## આપણી ભજનસેવા કેવી રીતે તેજસ્વી તથા આકર્ષક કરી શકીએ?

પહેલું તો એ સરળ કે સાદી હોવી જોઇએ. તેની ભાષા સહુથી સમજાય એવી હોવી જોઈએ. જો કે, એ નમ્ર ખ્રિસ્તીના હૃદયની લાગણીઓ તથા તેની ઊંચામાં ઊંચી અભિલાષાઓ દર્શાવે છે, તોપણ બધું રોજની સાધારણ વપરાતી ભાષામાં હોવું જોઈએ.

વળી ખ્રિસ્તી ભ્રાતૃભાવની એક ઉત્તમ સાક્ષી તે ભજનસેવા છે. ઈશ્વરના કુટુંબમાંનો જે ભ્રાતૃભાવ પ્રભુભોજનમાં માલૂમ પડે છે તે ભજનસેવામાં હોય છે, ભજનસેવામાં જાતિભેદ નથી, રંગભેદ નથી, શ્રીમંત અને ગરીબનો ભેદ નથી, વિદ્વાન અને અભણનો પણ ભેદ નથી. પરંતુ ભજનસેવામાં સર્વ ભાઇઓનો એક મોટા કુટુંબ તરીકે પ્રેમ તથા વિશ્વાસથી આકાશમાંના પિતાની આગળ નમે છે.

વળી ખરી ભજનસેવા હિન્દીઓને આકર્ષક હોવી જોઈએ. હિન્દના આત્માને પશ્ચિમ મંડળીઓના રાગો, વિધિઓ, બાંકડા, લાંબાં ભાષણો, તથા લાંબી પ્રાર્થનાઓ આકર્ષક નથી. સંતોષકારક ભજનસેવા ખરા આત્માથી તથા સંપૂર્ણ સત્યતાથી કરવામાં આવે છે. ભજનસેવાનાં જે વિધિઓ તથા સાહિત્યો આ ધોરણ પ્રમાણે છે, તે આપણા ગ્રામ્ય લોકોને આકર્ષી શકે છે, અને તેમના જીવનમાં ખરો સુધારો કરી શકે છે. **"ભજનસેવા મારફતે મંડળી બાંધવી"** એ નામના એક લેખમાં મિસિસ બોલંજર આ પ્રમાણે લખે છે: "શાંતિમાં પ્રભુ આપણને મળે છે, ત્યારે આપણને આપણા હૃદયમાં હર્ષ થાય છે ખરો; પરંતુ પાસેના રસ્તા પર ચાલતાં ગાડાંનો અવાજ આપણે કાને પડે છે, ત્યારે યાદ આવે છે, કે આપણા ખ્રિસ્તી ભાઈઓએ પોતપોતાનું કામ શરૂ કર્યું છે. આ મંડળીને શાંત મનન તથા પ્રાર્થનાને માટે બહુ વખત નથી, કેમકે તે કામ કરનારી મંડળી છે. જંગલોમાં, ખેતરોમાં, ધૂળવાળા રસ્તાઓમાં, શાળાઓમાં તથા નમ્ર લોકોનાં ઘરોમાં, ખ્રિસ્તી લોકો કામ કરે છે. આ કામ કરનારી મંડળીને માટે ભજનસેવાના સંબંધમાં બે આદર્શો મોટે અક્ષરે લખી શકાય. પહેલો, આપણા લોકો તથા તેની ગરજો જાણીને ભજનસેવાની વિધિઓ રચવામાં આવે તો સારૂં. બીજો, ભજનસેવામાં બધાએ ભાગ લેવો જોઈએ."

આપણી ગ્રામ્ય મંડળીની નીરસ ભજનસેવામાં ઘણું કરીને ગ્રામ્ય શિક્ષક કે ઉપદેશકનો વાંક નથી, કારણ કે ભજનસેવા ચલાવવા બાબતે તેને કંઇ તાલીમ મળી નથી. તેનું મન ગમે તેટલું સારૂં હોય પણ ઈશ્વરની હજૂરમાં પોતાના લોકોને લાવતાં તેને આવડતું નથી. આ કામમાં તેને કેળવણી મળી નથી, એટલું જ નહિ પણ તેની પાસે સાહિત્ય સુદ્ધાં નથી. ઘણા સારા પ્રાર્થનાસંગ્રહો તૈયાર કરવામાં આવ્યા છે. દરેક ભાષામાં એવું સાહિત્ય હોય છે. પ્રાર્થના તથા પ્રાર્થનામય જીવન વિષેનાં પુસ્તકો લગભગ દરેક શિક્ષિત આગેવાનની પાસે છે. ભજનસેવાના સિદ્ધાંતો સંબંધી કોઇ કોઇ ભાષાઓમાં પુસ્તકો તૈયાર છે. પણ ઘણુંકરીને ભજનસેવા તથા ભજનના કાર્યક્રમોના સાહિત્યની ભારે ખોટ છે. સાધારણ ગ્રામ્ય શિક્ષક, પાળક, કે ભાઇ કેવી રીતે ભજનસેવા ચલાવી શકે એ વિષેનું સાહિત્ય ભાગ્યે જ મળે છે.

હજારો વરસના ખ્રિસ્તી સંગીતનો ભંડાર ઘણા ભજનસંગ્રહોમાં પૂરો પાડવામાં આવે છે. આપણી મંડળીનાં ભજનો તથા ગાયનો ઘણા દેશ તથા ઘણી ભાષાઓમાંથી ઊતરી આવ્યાં છે. નારાયણ વામન તિલક તથા બીજા મહાન ખ્રિસ્તી કવિઓએ ખ્રિસ્તી મંડળીના સંગીતમાં અમૂલ્ય ફાળો આપ્યો છે. હિન્દના ઘણા પ્રદેશોમાં સંગીતનું જે રૂપ લોકપ્રિય છે, તે રૂપમાં ખ્રિસ્તી સુવાર્તાનાં અમૂલ્ય વચનો આપવામાં આવે છે. સંગીતમાં લોકપ્રિય ભજન, કિર્તન, તથા શ્લોકોના રૂપમાં તરસ્યા જનોને જીવનનું પાણી મળે છે. ગ્રામ્ય લોકો તેમજ ઉજળિયાત લોકો આ સુંદર તથા લોકપ્રિય રૂપમાં દર્શાવેલી ખ્રિસ્તી સુવાર્તા સાંભળવાને માટે ખુશીથી આખી રાત બેસી રહે છે.

ખ્રિસ્તી ભજનસેવાના ક્ષેત્રમાં અત્યારે ઘણી અજાયબ જેવી જાગૃતિ થાય છે. એન. સી. સી., પ્રાંતિક ક્રિશ્ચિયન કૌન્સિલો, તેમજ મંડળીના ઘણા વિશ્વાસુ સેવકો, ભજનનું સાહિત્ય તૈયાર કરવા પુષ્કળ મહેનત કરે છે. આ ક્ષેત્રમાં કેટલુંક ઘણું સારૂં કામ કરવામાં આવ્યું છે. ગ્રામ્ય શિક્ષક, ઉપદેશક, કે સ્વયંસેવક અસરકારક રીતે ભજનસેવા ચલાવી શકે, અને મંડળીનાં કાર્યોમાં ભજનસેવાનું ખરૂં સ્થાન સમજી શકે માટે આ પુસ્તક લખવામાં આવ્યું છે, અને ઈશ્વરના ભજનમાં તે વાપરવા લાયક સાહિત્ય તરીકે માર્ગદર્શક થાય એવી લેખકની આશા છે. વળી જે ખ્રિસ્તે કહ્યું, કે જેઓ ઈશ્વરને ભજે છે, તેઓએ આત્માથી તથા સત્યતાથી તેને ભજવો જોઈએ, કેમકે એવા ભજનારાઓને બાપ ઇચ્છે છે, તે ખ્રિસ્તને ચરણે હિન્દના કરોડો ગ્રામ્ય લોકો આવે, અને એ શુભ કામમાં આ પુસ્તક માર્ગદર્શક થાય એવી લેખકની પ્રાર્થના છે.

## આ પુસ્તકનો ઉપયોગ કેવી રીતે કરવો

### અ. પાળકો, શિક્ષકો, સુવાર્તિકો, સ્વયંસેવકો તથા જેઓ ગ્રામ્ય મંડળીની ભજનસેવા ચલાવે છે તેઓને માટે

૧. પહેલા ભાગનાં પ્રકરણોનો કાળજીપૂર્વક અભ્યાસ કરો એ સારૂ કે ભજનસેવાના આગેવાન તરીકે, જે ઉત્તમ તથા ગૌરવી લાગ તમને મળ્યો છે તેનું ભાન તમને થાય.

૨. તમારી મંડળીના આગેવાનોની સાથે બેસીને તમારી નિયમિત સભાઓને માટે બીજા ભાગમાંથી ભજનસેવાનો એક કાર્યક્રમ પસંદ કરો. તમારા લોકોને તે વિધિ શિખવો એ માટે કે ખરી સમજણથી તથા ખરા દિલથી તેઓ ભાગ લઈ શકે. ઓછામાં ઓછા છ મહિના સુધી તેજ કાર્યક્રમ નિયમિત વાપરો.

૩. આ ભજનસેવાની વિધિના ખોખાની અંદર અમુક વિષય પસંદ કરો, અને તેને લગતાં ગીતો તથા શાસ્ત્રપાઠો પસંદ કરો. એ વિષય મનમાં રાખીને પ્રાર્થનાને માટે પણ કાળજીપૂર્વક તૈયારી કરો.

૪. ખાસ પ્રસંગો તથા તહેવારોને માટે સૂચવેલા કાર્યક્રમોનો ઉપયોગ કરો. આગળથી જોઇએ તેટલી તૈયારી કરો. કાર્યક્રમમાં લોકોના ભાગ એવી સારી રીતે શીખવો, કે તેઓ સર્વ ઉત્સાહથી તથા સમજણથી ભાગ લઈ શકે. મોટા તહેવારોને માટે ઓછામાં ઓછી એક મહિનાની તૈયારીની જરૂર છે.

બ. ઈશ્વરવિદ્યાશાળાઓ, ટ્રેનિંગ શાળાઓ તથા ઈન્સ્ટીટ્યુટો માટે

૧. ભજનસેવાના સિદ્ધાંતો શીખવાને માટે પહેલો ભાગ પાઠ્ય-પુસ્તક તરીકે વાપરવામાં આવે.

૨. દરેક પ્રકરણની સાથે વધતા અભ્યાસની સૂચનાઓ તથા પ્રશ્નો આપવામાં આવ્યા છે, માટે વર્ગને જેટલો વખત છે તેટલો આ અભ્યાસમાં વાપરી શકાય.

૩. ગુજરાતી ભાષામાં ભજનસેવામાં વાપરવા લાયક સાહિત્યની શોધખોળ આગળ પડેલા વિદ્યાર્થીઓ કરી શકે. હિન્દુ તથા મુસલમાન ભક્તિસાહિત્યમાંથી વાપરવા લાયક ગીતો તથા પ્રાર્થનાઓ શોધી કાઢવાં જોઈએ.

૪. ગ્રામ્ય ખ્રિસ્તી મંડળીઓમાં આ પુસ્તકના બીજા ભાગમાં આવેલા કાર્યક્રમોની અજમાયશ કરો. આપણી મંડળીઓ

માટે આ કાર્યક્રમોમાં કયા કયા ફેરફારો કરવા જોઈએ તેની યાદી કરો.

૫. તમારા પ્રદેશની મોસમો પ્રમાણે આખા વરસને માટે ભજનસેવાનો કાર્યક્રમ ગોઠવો.

**ક. મંડળીઓ માટે એક સૂચના**

૧. મંડળીની દરેક શાખા પોતાની સ્થાનિક મંડળીને માટે ભજનસેવાના એકાદબે કાર્યક્રમ પસંદ કરે. તેની સાથે થોડા બીજા કાર્યક્રમો જેમકે, નાતાલ, ઈસ્ટર વગેરે તથા બીજું ખાસ સાહિત્ય પસંદ કરે, અને એ બધું એક નાની સસ્તી ચોપડીના રૂપમાં બહાર પાડે.

આ નાની ચોપડી દરેક ભણેલા ખ્રિસ્તીના હાથમાં આપવામાં આવે. દેવળમાં અથવા ભજનસંગ્રહમાં રાખવામાં આવે, અને નિયમિત સભાઓમાં તેનો ઉપયોગ થાય તો ઘણું સારું. આવી નાની ચોપડીમાં નીચે પ્રમાણે છાપવામાં આવે :

રવિવારને માટે એક કાર્યક્રમ
રોજ સવાર તથા સાંજની પ્રાર્થનાનો કાર્યક્રમ
શાંત પ્રાર્થનાનો કાર્યક્રમ
કૌટુંબિક પ્રાર્થના માટે થોડાક નમૂના
કૌટુંબિક પ્રાર્થના માટે એક કાર્યક્રમ
પ્રભુની પ્રાર્થના
વિશ્વાસનામું

આ સાહિત્ય મોટા અક્ષરમાં અને સારી રીતે ગોઠવેલું હોવું જોઈએ, એ સારૂ કે થોડું ભણેલા લોકો સહેલાઈથી વાંચી શકે.

## પ્રકરણ ૨ જું

# ભજનસેવામાં શું થાય છે?

જ્યારે આપણે ઈશ્વરનું ભજન કરીએ છીએ ત્યારે શું બને છે? ઈશ્વરનું ભજન કરવું એટલે શું? સૌથી ગરીબ ગ્રામ્ય જન તેમજ સૌથી સુધરેલા માણસના જીવનમાં બદલાણ કરી શકે અને તેમનું ભવિષ્ય ઘડી શકે, એ ભજનસેવાનો અનુભવ કેવા પ્રકારનો હોવો જોઇએ? ખ્રિસ્તી વ્યક્તિઓ તથા દિવ્ય ખ્રિસ્તી મંડળીના જીવનમાં આટલો ભારે ફેરફાર થાય છે, કે ગ્રામ્ય સમાજમાં તથા દેશમાં તેઓ પરાક્રમી, પવિત્ર તથા સંસ્થાપક સાધનો બને છે, તેનું કારણ શું હશે? સર્વ વસ્તુને નવીન કરવાની શક્તિ આ જીવનદાયક અનુભવમાં છે.

### ખરૂં ભજન એટલે શું?

દરેક મનુષ્યના અંતઃકરણની અંદર ઈશ્વર માટે ભૂખ તથા તરસ હોય છે. તે નાનપણથી માલૂમ પડે છે, અને તે આપણે મટાડવી જોઇએ. ઈશ્વર માટેની આ ભૂખતરસ મટાડવામાં નહિ આવે ત્યાં સુધી આપણું જીવન શાંતિમય તથા સંપૂર્ણ થશે નહિ. એવી તરસ ગીતશાસ્ત્ર ૪૨ ; ૧માં દર્શાવવામાં આવે છે:

> "જેમ પાણીનાં નાળાંને સારૂ હરણ તલપે છે, તેમ હે દેવ,
> તારે સારૂ મારો આત્મા તલપે છે."

સંત ઑગસ્ટીનની એક સુંદર પ્રાર્થનામાં એજ લાગણી દર્શાવવામાં આવે છે: "હે દેવ, તારામાં અમારા આત્માને આશ્રય મળે ત્યાં સુધી તેને ચેન પડતું નથી, કેમકે તેં તારે પોતાને વાસ્તે તેઓને બનાવ્યા છે." આ ભૂખ ખરી ભૂખ છે.

ગામડાંમાં તેમજ શહેરોમાં હાલનું જીવન એટલું ગુંચવણ ભરેલું છે, કે દરેક માણસના અંતઃકરણમાં દિવ્ય પરાક્રમ તથા આત્મિક શાંતિનું

ઝરણ હોય તો જ તે સફળ થઈ શકે છે. આપણી આસપાસ સર્વે ઠેકાણે એવા આત્મિક ઝરણની જરૂર જોવામાં આવે છે. ચિંતા, બીક, દુ:ખ, કોમો તથા ધર્મોની વચ્ચે દ્વેષભાવ, સામાજિક જીવનમાં અસ્થિરતા, અને વિશ્વાસ વગરના જીવનનું ખાલીપણું બધે જણાય છે. ઈશ્વર સાથેની ઓળખાણ તથા સંગતથી જે શાંતિ, બળ તથા નવું જીવન મળે છે તેની જરૂર હરેક જીવનમાં હોય છે.

હવે ઈશ્વરની સાથે આ સંસ્થાપક જીવનદાયક સંબંધ ભજનસેવાની મારફતે થાય છે. જ્યારે આપણે આશ્ચર્ય, પૂજ્યભાવ, પ્રેમભાવ તથા વિશ્વાસથી ઈશ્વરની પાસે જઈએ છીએ ત્યારે આપણે ખરી રીતે પ્રભુનું ભજન કરીએ છીએ; ભજનસેવાનું મધ્ય બિંદુ પ્રાર્થના છે. ભજન-સેવાનો સારાંશ પ્રભુ ઈસુના એક સુંદર વચનમાં છે. પ્રભુ ઈસુનું આ વચન ચાર સુવાર્તામાં નથી, પરંતુ ૧૯૦૩માં નીલ નદીને કિનારેથી એક જૂનો હસ્તલેખ મળ્યો તેમાં આ વાક્ય છે:

"શોધનારને મળે ત્યાં સુધી તે શોધ્યા કરે: તેને મળે ત્યારે તે આશ્ચર્ય પામશે; આશ્ચર્ય પામતાં તેને આકાશનું રાજ્ય મળશે; આકાશનું રાજ્ય મળ્યું એટલે વિસામો મળ્યો." ઈશ્વરનો પ્રેમ, કોમળતા, પરાક્રમ, મહાત્મ્ય, તથા પવિત્રતા જોતાં આપણા અંત:કરણમાં આશ્ચર્ય તથા પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે. આ અનુભવ આપણા અંત:કરણમાં ભજન-સેવાનો ખરો પાયો છે. બીજા શબ્દોમાં કહીએ તો ઈશ્વરની દયા, તેનો અનુપમ પ્રેમ, તેની અગાધ પવિત્રતા, તથા તેનું આશ્ચર્યકારક ગૌરવ જોતાં જે પ્રત્યુત્તર આપણું મન આપે છે, તે ભજન છે. તે સદ્ગુણો જોઈને આપણા મનમાં આશ્ચર્ય, પ્રેમ તથા ઉપકારસ્તુતિની લાગણી ઉત્પન્ન થાય છે. જ્યારે આપણે ભજન કરીએ છીએ, ત્યારે આપણે અંત:કરણનાં દ્વાર ખોલીએ છીએ, અને ઈશ્વરની સાથે વાતચીત કરીએ છીએ. જ્યારે ખ્રિસ્ત આમંત્રણ આપે છે, કે "જુઓ, હું બારણા આગળ ઊભો રહીને ઠોકું છું; જો કોઈ મારી વાણી સાંભળીને બારણું ઉઘાડશે, તો હું તેની પાસે માંહે આવીને તેની સાથે જમીશ, ને તે મારી સાથે જમશે," ત્યારે આપણે ભજન કરીએ છીએ. ભજનસેવામાં આપણે આપણું અંત:કરણ ઈશ્વરની સાથે જોડીએ છીએ, અને આપણા આત્મા તથા દેવના આત્માનો

પ્રવાહ વહે છે. ભજનસેવાનો અનુભવ કેવળ એકતરફી નથી. જે ભજનારાઓ બાપનું ભજન આત્માથી તથા સત્યતાથી કરે છે તેવા ભજનારાઓને બાપ ઇચ્છે છે એમ આપણે માનીએ છીએ. આપણે તેને હાંક મારીએ છીએ ત્યારે તે આપણને ઉત્તર આપે છે; અને જ્યારે આપણે ધીરજથી ઈશ્વરની વાટ જોઇએ છીએ, ત્યારે તે આપણો પોકાર સાંભળે છે અને આપણી પાસે આવે છે.

એક રીતે જોતાં ભજનસેવામાં આપણે ઈશ્વરની સમક્ષતાનો અનુભવ કરીએ છીએ, સાથે આપણા આત્માનો અનુભવ કરીએ છીએ. કોઇએ કહ્યું છે, કે ઈશ્વરની સાથેના અનુભવનો ઉત્સાહ તે ભજનસેવા છે. તેની મારફતે અનંતજીવનનાં ઝરણો આપણામાં તાજાં થાય છે. જ્યારે જ્યારે પ્રભુનું ભજન કરીએ છીએ, ત્યારે ત્યારે ઈશ્વર સાથે આપણા અનુભવનું સ્મરણ કરીએ છીએ. એમ પણ કહેવાય છે કે ભજનસેવા એ ઈશ્વરને આપણે કરેલું અર્પણ છે. આનો અર્થ એ છે, કે ઈશ્વરને મહિમા આપવો તે માણસના જીવનનો મુખ્ય હેતુ છે, અને દરેક માણસની પાસે ઈશ્વર ઉપકારસ્તુતિ તથા પૂજ્યભાવનું અર્પણ માગે છે. આ વાત ખરી છે, પણ સંપૂર્ણ નથી. ભજનસેવાનું જે અર્પણ ઈશ્વરની આગળ કરીએ છીએ તે ખરું તથા લાયક અર્પણ છે. પરંતુ આપણે માનીએ છીએ કે જ્યારે આપણે આ અર્પણ કરીએ છીએ ત્યારે ઈશ્વર પ્રત્યુત્તર આપે છે; નમ્ર તથા અનુતાપી હૃદયો ઈશ્વરની પાસે આવે છે, ત્યારે ઈશ્વર તેની પાસે આવે છે.

ભજનસેવા વખતે આપણને ઈશ્વરની મીઠી સંગત થાય છે, અને તેની અપાર કૃપાનો અનુભવ કરીએ છીએ. વળી આપણાં ભાઈબેનો સાથે ભજનસેવા મારફતે ઉત્તમ પ્રકારની સંગત થાય છે. જ્યારે આપણે ખાનગી પ્રાર્થના કરીએ છીએ, ત્યારે આપણા ભાઇઓ પ્રત્યે સહલાગણી ઘણી વધે છે, અને તેઓની પ્રત્યે સેવાભાવ, પ્રેમભાવ તથા ભલું કરવાની ઇચ્છા આપણા અંતઃકરણમાં ખીલે છે. આપણે ઈશ્વર તરફ જોઇએ છીએ ત્યારે માલૂમ પડે છે, કે તે આપણા ભાઈઓ તરફ જુએ છે.

જ્યારે આપણે બીજાની સાથે પ્રભુનું ભજન કરીએ છીએ ત્યારે આ

સ્થિતિ વિશેષ માલૂમ પડે છે. મિત્રાચારી કે ગાઢી સંગત હોય તો તેનો પાયો ઊંચા પ્રકારનો હોવો જોઇએ. ચોરોની મિત્રાચારી અનિશ્ચિત હોય છે, કેમકે તે અપ્રામાણિક તથા અવિશ્વાસુ પાયા ઉપર બાંધેલી છે. જે માણસો સાથે આપણે પ્રામાણિકપણે દરરોજ કામ કરીએ છીએ તેની સાથે સારો સંબંધ હોઈ શકે છે. પરંતુ આત્માના ઉચ્ચ પ્રદેશોમાં અને ઉત્તમ વસ્તુની શોધમાં જેની સાથે સંબંધ છે તેની સાથે ઉત્તમોત્તમ મિત્રાચારી, ભાઈપણું, અરસપરસ વિશ્વાસ તથા પ્રેમભાવ બાંધી શકીએ છીએ. ઈસુ ખ્રિસ્તમાં પ્રભુનું ભજન કરવા આપણા ખ્રિસ્તી ભાઈઓ સાથે ભાગ લઇએ છીએ, ત્યારે આપણે ખ્રિસ્તી ભાઇપણું તથા મિત્રાચારી-ના મજબૂત પાયા નાખીએ છીએ. પ્રાચીન મંડળીમાંનો આનંદ તથા તેનું ઐક્ય ફરીથી જોવું હોય, તો ખરી ભજનસેવાની મારફતે આપણે તે લાવી અને જાળવી શકીએ છીએ. હિન્દુસ્તાનમાં આકાશનું રાજ્ય સ્થાપવું હોય તો ભજનસેવા એક ઉત્તમ પ્રકારનું સાધન છે.

## ભજનસેવાનું પરિણામ

ખ્રિસ્તી ભજનસેવાનાં કેટલાંક મહત્ત્વનાં પરિણામો હોય છે. ખ્રિસ્તી ભજનારાઓના જીવનમાં ખરૂં બદલાણ માલૂમ પડે છે; એકબીજા પ્રત્યે પ્રીતિ દર્શાવે છે, ભ્રાતૃભાવ વધે છે, ખ્રિસ્તી સાક્ષી પૂરવામાં તેઓ આતુર બને છે. ખરી ભજનસેવાનું મુખ્ય પરિણામ તેજસ્વી ખ્રિસ્તી ચારિત્ર છે.

ભજનસેવામાં જો ઈશ્વરની સાથે ખરો સંબંધ થતો હોય તો આપણા ખાનગી જીવનમાં તેમજ આપણા ભાઇઓની સાથેના સંબંધમાં મોટા ફેરફારો થાય છે. ઈશ્વરની સાથેની સંગતથી દરેક પ્રકારના પાપ તથા પરીક્ષણ ઉપર જય પામવાની શક્તિ ખરા ભજનારને મળે છે. ખ્રિસ્તની મારફતે જે ઈશ્વરને ઓળખીએ છીએ તે સંપૂર્ણ, શુદ્ધ તથા પવિત્ર છે; માટે તેની સાથે સંગત રાખવાથી ખરા ભજનારને શુદ્ધતા તથા પવિત્રતા પ્રાપ્ત થાય છે. ભજનસેવાનો અનુભવ પાપથી તથા બીકથી આપણને છૂટા કરે છે. તે આપણામાં આત્મિક બળ ઉત્પન્ન કરે છે. ભજનસેવા કરવાથી આપણા અંતઃકરણમાં પ્રભુને માટે માર્ગ તૈયાર થાય છે. આત્મિક દૃષ્ટિ સ્પષ્ટ થાય છે. આપણને નવાં સંદર્શનો થાય છે. મનને

તથા આત્માને વિસામો મળે છે. આપણામાં નૈતિક દૃષ્ટિ તીવ્ર બને છે. સમાજસેવાનો ભાવ વધતો જાય છે. ભજનસેવામાં આપણને હાલના સંતો તથા મંડળીના શૂરવીરો સાથે સંગત થાય છે, તેમજ મંડળીના ઓગણીસ સો વરસના ઇતિહાસમાંના સર્વ ખ્રિસ્તીઓ સાથે સંગત થાય છે.

વળી ગ્રામ્ય મંડળીમાં ખરી સંતોષકારક ભજનસેવા કરવાથી સંસ્થાપક સામાજિક ફેરફારો કરવામાં આવે છે. **'હિન્દુસ્તાનમાંની ખ્રિસ્તી સામુદાયિક હિલચાલો'** નામના પુસ્તકમાં બિશપ પીકેટ સાહેબ જે સામાજિક સુધારા દર્શાવે છે, તે નીચે પ્રમાણે છે:—

૧. **વધતું જતું સ્વમાન**—ગ્રામ્ય ખ્રિસ્તીઓમાં જે નીચપણાનું ભાન હતું તે જતું રહે છે. ખરા મનુષ્યત્વની પુનઃસ્થાપના થાય છે. હજારો વર્ષથી વર્ણાશ્રમ નીચે જે છૂંદાઈ ગએલા હતા તેઓમાં નવું માણસપણું જણાય છે. આ ભજન કરનારા ખ્રિસ્તીઓને એવું ભાન થાય છે કે અમે ખરેખર પશુઓ નથી, પણ ઈશ્વરનાં છોકરાં છીએ. તેનાં છોકરાં તરીકે તેઓ નવા તથા ખરા જીવનમાં પ્રવેશ કરે છે.

૨. **કામધંધામાં ફેરફાર**—જે ખ્રિસ્તીઓને જૂના વર્ણાશ્રમમાં જીવનપર્યંત અમુક હલકાં કામો કરવાં પડ્યાં, તેઓ ખ્રિસ્તી થયા પછી નવાં નવાં કામો તથા ધંધાઓ કરવા માંડે છે. જે નવું જીવન તથા યોગ્ય સ્વમાન ભજનસેવામાં તેઓને મળે છે, તેથી તેઓ નવા કામમાં પ્રવેશ કરવાની હિંમત ધરે છે.

૩. **નિઃસ્વાર્થીપણું**—જેમ ખરી ભજનસેવા કરવાની ટેવ પડે છે છે તેમ ગ્રામ્ય ખ્રિસ્તીઓના જીવનમાં સ્વાર્થ ઓછો થતો જાય છે. પડોશીઓને તથા સગાંસ્નેહીઓને ખ્રિસ્તી સુવાર્તાના આશીર્વાદો પમાડવા તેઓ પ્રયત્ન કરે છે. જેઓ અગાઉ તેઓના ઉપર જોરજુલમ કરતા હતા તેઓને પણ આ ગ્રામ્ય ખ્રિસ્તીઓ સુવાર્તા પ્રગટ કરે છે. વળી જેઓ તેઓની નજરે નીચ ગણાતા હતા તેઓની આગળ ખ્રિસ્તના પ્રેમભાવની સુવાર્તા પ્રગટ કરે છે.

૪. **બીજા સમાજો તરફથી નવું માન**—ભજન કરનારા ગ્રામ્ય ખ્રિસ્તીઓને હિન્દુ તથા મુસલમાન પડોશીઓ માનની દૃષ્ટિએ

જુએ છે. પરંતુ જે ખ્રિસ્તીઓ ભજન નથી કરતા તેઓ પોતાના પડોશીઓની નજરે ખરેખર નીચ તથા વિધર્મી દેખાય છે, એટલે ખ્રિસ્તી ભજનસેવા ગ્રામ્ય ખ્રિસ્તીઓનું સ્થાન ઊંચું કરે છે.

૫. **સ્વચ્છતા તથા શોભાની કદર**—જ્યાં ખરી સંતોષકારક ભજનસેવા નિયમિતપણે થાય છે, ત્યાં ભજનસ્થાન, ભજનારાઓ તથા તેઓનાં ઘરોના દેખાવમાં બદલાણ માલૂમ પડે છે. ભજનસેવાનું એક પરિણામ તે સ્વચ્છતા તથા શોભાની કદર છે. ગ્રામ્ય ખ્રિસ્તીઓને એવું ભાન વહેલું થાય છે, કે જ્યારે આપણે પવિત્રતાની શોભા ધારણ કરીને પ્રભુનું ભજન કરીએ છીએ ત્યારે સર્વ જાતની સ્વચ્છતા જોઇએ. વળી અમે ઈશ્વરનાં બાળકો છીએ એ વિચાર રાખવાથી તેઓ પોતાનાં ઘર તથા વાડાઓ સ્વચ્છ રાખવા માંડે છે, એટલે ભજનસેવાનું એક પરિણામ સ્વચ્છતા તથા સુંદરતા, ફૂલવાડી તથા સાફ લુગડાં છે.

૬. **મંડળીના જીવનમાં સ્ત્રીઓનું ઊંચું સ્થાન**—જ્યાં સ્ત્રીઓ તથા પુરુષો ભજનસેવામાં સરખો ભાગ લે છે, ત્યાં ખ્રિસ્તી સ્ત્રીઓ ગ્રામ્ય મંડળીઓના કામમાં સારીપેઠે ભાગ લે છે, અને તેઓને યોગ્ય સ્થાન મળે છે.

૭. **કેળવણી પ્રત્યે પ્રેમ**—જે ખ્રિસ્તી ખેડુત ભજનસેવામાં ભાગ લે છે તેને અભણ રહેવાનું બીલકુલ ગમતું નથી. તે પોતાના કુટુંબમાં કોઈને અભણ રહેવા દેશે નહિ. કેળવણી પ્રત્યે ભજન કરનારા ખ્રિસ્તીઓનો ભાવ સારો હોય છે, અને તેઓ પોતાનાં બાળકોને નિશાળે મોકલે છે.

૮. **લગ્નરિવાજોમાં સુધારા**—જે ગ્રામ્ય મંડળીઓમાં નિયમિત તથા સંતોષકારક ભજનસેવા ચાલે છે, તેમાં બાળલગ્ન તથા અખ્રિસ્તી રીત પ્રમાણેનાં લગ્નો બહુ ઓછાં માલૂમ પડે છે.

૯. **અખ્રિસ્તી તહેવારોમાં સામેલ થતા નથી**—જ્યાં આનંદદાયક ખ્રિસ્તી તહેવારો પાળવામાં આવે છે, અને સંતોષકારક ભજનસેવા થાય છે, ત્યાં ખ્રિસ્તીઓ ઘણુંકરીને અખ્રિસ્તી તહેવારોનાં ખોટાં કાર્યોમાં ભાગ લેતા નથી.

જે સંસ્થાપક સામાજિક ફેરફારો ઉપર દર્શાવવામાં આવ્યા છે તે કેવળ કોઇનું સ્વપ્ન કે અભિલાષા છે એમ તો નહિ. પરંતુ જે મંડળીઓમાં ખ્રિસ્તી ભજનસેવાનો સારો કાર્યક્રમ અત્યારે ચાલે છે, તેમાં આ ફેરફારો અને સુધારા જોવામાં આવ્યા છે. તે સુધારા ખરેખર ભજનસેવાનાં પરિણામો છે. એક ખરી મંડળી બાંધવા માટે સારૂં ધાર્મિક શિક્ષણ તથા ઉચ્ચ ધારાધોરણ બસ નથી; કારણ કે શિક્ષણ કે પાળકની દેખરેખ કરતાં ખરી ભજનસેવા વધારે મહત્ત્વની છે.

## ભજનસેવા તથા ખ્રિસ્તી ભાઇપણું

જો આપણે હિન્દુસ્તાનમાંની જુદા જુદા પ્રકારની ભજનસેવાની સરખામણી કરીએ તો બહુ પ્રકાશ મળે. આપણે કાશી અથવા હરદ્વાર જઇને આપણા હિન્દુ ભાઇઓની ભજનસેવાનું અવલોકન કરીએ. ત્યાં ભજનારાઓના મોટા સમુદાયો આવે છે, પરંતુ ત્યાંની ભજનસેવા વ્યક્તિગત છે. પ્રત્યેક માણસ પોતપોતાને માટે ભજન કરે છે. ત્યાં ભજન કરનાર સમુદાય કે એક મોટું ટોળું છે ખરૂં, પણ તે ભજન કરનારી મંડળી તો નહિ જ કહેવાય. તેમાં ભક્તિભાવ છે ખરો; પરંતુ આવી ભજનસેવામા સેવાભાવ તથા ભ્રાતૃભાવને ઉત્તેજન મળે એવું કાંઇ નથી. એવી ભજનસેવામાં ઐક્ય તથા ભાઇપણું માલૂમ પડતાં નથી. જો કે તે એક મોટા સમુદાયની વચ્ચે થાય છે, તોપણ તે હમેશાં કેવળ વ્યક્તિગત ભજનસેવા છે.

બીજી બાજુએ મુસલમાન ધર્મમાં ભજનસેવા સામાન્ય છે. દિલ્હીની જુમામસ્જીદમાં ૨૫ હજાર મુસલમાનો નમીને બંદગી કરે છે, તે એક સુંદર તથા પૂજ્યભાવ ઉત્પન્ન કરે એવો દેખાવ છે. આપણ ખ્રિસ્તીઓ તેઓની પાસેથી પૂજ્યભાવ શીખી શકીએ છીએ. પણ તેઓની સ્ત્રીઓ ક્યાં છે? તેઓ પણ ઈશ્વરનાં છોકરાં નથી શું? વિશ્વાસુઓની જમાતના સૌથી ઉમદા તથા પવિત્ર કાર્યમાં સ્ત્રીઓનો કેમ કાંઇ લાગભાગ નથી? ખ્રિસ્તી ભજનસેવાનો એક ઉત્તમ ગુણ આ દેખાવમાં સૂચવવામાં આવે છે, કારણ કે તેમાં સંપૂર્ણ સંગત છે : "માટે હવે યહુદી કે હેલેની કોઇ નથી, દાસ કે સ્વતંત્ર કોઇ નથી, પુરુષ કે સ્ત્રી કોઇ નથી; કેમકે

તમે બધાં ખ્રિસ્તમાં એક છો" (ગલ. ૩; ૨૮). આપણા હિન્દુ ભાઇઓ તરફથી ઇશ્વર પ્રત્યે ભક્તિભાવની શોભા શીખી શકીએ છીએ; આપણા મુસલમાન ભાઇઓ તરફથી દેવના નામ તથા પવિત્રતા પ્રત્યે આદરભાવ શીખવો જોઇએ. પરંતુ ખ્રિસ્તી ભજનસેવામાં એક ઉત્તમ ગુણ છે. ખ્રિસ્તી ભજનસેવાની સંપૂર્ણ સંગતમાં જાતિ, ઉંમર, દ્રવ્ય. સંસ્કૃતિ, કેળવણી, હોદ્દો, કોમ, રંગ તથા સર્વ ભેદો બાજુએ મુકવામાં આવે છે; હા, તે ખરેખર રદ કરવામાં આવે છે, અને ઇશ્વરનાં પ્રિય બાળકો તરીકે આપણે સાથે સાથે તેના કૃપાસનની પાસે જઇએ છીએ. ભજનસેવામાં આ ઉત્તમ સંગતનું દાન હિન્દને આપણે આપી શકીએ છીએ.

## ભજનસેવાનો નમુનો

અન્ય ખ્રિસ્તીઓના સ્વભાવ, માન્યતાઓ, સંસ્કૃતિના વારસા, તથા ચાલતા આવેલા રીતરિવાજો પ્રમાણે ઘણા પ્રકારની ખ્રિસ્તી ભજનસેવા માલૂમ પડે છે. પવિત્ર નગરમાં પેસવાનાં દ્વારો ઘણાં છે. પરંતુ આ વિધવિધ પ્રકારની ભજનસેવામાં ઇશ્વરપિતાની હાજરીનું ભાન મુખ્ય વસ્તુ છે. એક ભવ્ય દેવળમાંની સુંદર વિધિ હોય કે એક સાદા ગ્રામ્ય દેવળમાંની શાંત પ્રાર્થના હોય, કે ઝાડ તળે બેઠેલી મંડળીનાં ભજનો હોય, તે બધાં ભજનસેવાનાં જુદાં જુદાં રૂપ છે ખરાં, પણ તેમાં એક જ આત્મા છે, અને એક જ પ્રભુની ખરી હાજરી છે. જે કોઇ વસ્તુ કે વિધિ પ્રભુની હાજરીનું સચોટ ભાન કરાવે છે તે ઉપયોગી છે. પરંતુ જે કોઇ વસ્તુ કે વિધિને લીધે પ્રભુની હાજરીનું ભાન ઝાંખું થઇ જાય છે તે નકામી તથા નડતરરૂપ છે.

જ્યારે ભજનના અનુભવનું પૃથક્કરણ કરીએ છીએ ત્યારે આપણને માલૂમ પડે છે કે તે અમુક નિયમિત માર્ગ પ્રમાણે થાય છે. ભજનસેવાનાં આ તત્ત્વો કે પગલાં જુદી જુદી રીતે દર્શાવવામાં આવ્યાં છે. બાઇબલનાં પાત્રોના અનુભવમાં ભજનસેવાનું અવલોકન વિશેષ માર્ગદર્શક છે. ભજનસેવાની કળાનો એક બાહોશ અભ્યાસી દાક્તર વિલર્ડ સ્પેરી છે. તે '**ભજનસેવાની સચ્ચાઇ**' નામના પુસ્તકમાં લખે છે કે દરેક ખરી ભજનસેવામાં ત્રણ મુખ્ય ભાગ હોય છે:

**પહેલો:**—ભજનસેવા કરવાનું તેડું અને ઈશ્વરના કોઈએક સદ્‌ગુણનું સ્મરણ.

**બીજો:**—તેનું સ્મરણ કરતાં તથા ઈશ્વરના સદ્‌ગુણોનું સ્મરણ કરતાં આપણા પોતાના સ્વભાવમાં જે ખામીઓ તથા દુર્ગુણો છે તે આપણને માલૂમ પડે છે, અને તે ખામીઓ તથા દુર્ગુણોની કબૂલાત કરીએ છીએ.

**ત્રીજો:**— ભજનસેવાનું ખરૂં કેંદ્રસ્થાન, એટલે સ્વાર્પણ કરવાની ક્રિયા.

યશાયાહના પુસ્તકના ૬ટ્ઠા અધ્યાયમાં યશાયાહના તેડાનું વર્ણન છે. તે આખા શાસ્ત્રમાંનો ભજનસેવાનો સૌથી સરળ તથા સંપૂર્ણ નમૂનો છે. જ્યારે તે અનુભવ શરૂ થયો ત્યારે યરૂશાલેમનો જુવાન રાજકુમાર તથા પ્રબોધક યશાયાહ પોતાના જૂના મિત્રો તથા સલાહકાર ઉઝ્ઝીયાહ રાજાના મરણ વિષે વિલાપ કરતો હતો. તે મંદિરમાં વિચાર તથા મનન કરતો હતો એટલામાં યહોવાહ દેવનું ગૌરવ તથા તેની પવિત્રતાનું અનુપમ દર્શન તેને થયું. ભજનસેવાના દરેક ખરા અનુભવમાં પ્રથમ પગલું આ છે. જે આત્મા યહોવાહની વાટ જુએ છે તેને યહોવાહનું દર્શન થાય છે.

આ દર્શનનું પરિણામ એ હતું, કે ઈશ્વરના ગૌરવનું તેજસ્વી દર્શન જોઇને યશાયાહ તેની આગળ ઊંધો પડયો. આ દર્શનના દિવ્ય પ્રકાશથી તેણે પોતાની અશુદ્ધતા તથા નાલાયકપણું જોયાં. હમેશાં એવું જ છે. ઈશ્વરની પવિત્રતા જોવાથી આપણી અશુદ્ધતાનું ભાન થાય છે, તેનું પરાક્રમ જોવાથી આપણી નિર્બળતા જોવાય છે, તેની પ્રીતિના પ્રકાશથી આપણા મનની કઠણતા દેખાય છે, તેનું સૌંદર્ય જોવાથી આપણું કદરૂપાપણું માલૂમ પડે છે; તેની કૃપાના પ્રકાશમાં આપણા હલકાપણાનું ભાન થાય છે. આપણું નાલાયકપણું તથા આપણી આત્મિક ગરજો ઈશ્વરના દર્શનને લીધે આપણને માલૂમ પડે છે, ત્યારે આપણે પસ્તાવો કરીએ છીએ અને પાપ તથા નબળાઇ કબૂલ કરીએ છીએ.

હવે આ પસ્તાવો કરનાર પ્રબોધકને શું થાય છે તે આપણે જોઇએ. યહોવાહનો એક દૂત આવીને વેદી પરથી ચીપીઆ વડે અંગાર લે છે, અને તેના હોઠને સ્પર્શ કરે છે. તેને કહેવામાં આવે છે, કે તારો

દોષ દૂર કરવામાં આવ્યો છે ને તારા પાપનું પ્રાયશ્ચિત્ત કરવામાં આવ્યું છે. આવું શુદ્ધિકરણ તથા શુદ્ધ થયાની ખાતરી ભજનના અનુભવનું ત્રીજું પગલું છે. ઈશ્વરની કૃપાથી આ ક્ષમાનો ઉત્તમ અનુભવ આપણને થાય છે ત્યારે આપણા અંતઃકરણમાંથી ઉપકારસ્તુતિના પ્રવાહ તથા તેનાં ગીતો મોટી નદીની માફક વહે છે. ગીતકર્તાની સાથે આપણે ગાઈએ છીએ, કે "યહોવાહની સ્તુતિ કરો, કેમકે તે ઉત્તમ છે; તેની કૃપા અનંતકાળ છે."

ભજનસેવાનું ચોથું પગલું શિક્ષણ તથા કામની સોંપણી છે. આપણે ઈશ્વરનું દર્શન જોયું છે. તેનું ગૌરવ જોવાથી આપણે નમ્ર થઈને પશ્ચાત્તાપની લાગણીસહિત પ્રભુને પગે પડીએ છીએ. પછી તે આપણને શુદ્ધ તથા નિર્દોષ કરે છે, તેને લીધે આપણે હર્ષ તથા આનંદ કરીએ છીએ. હવે સેવા કરવા ઈશ્વરનો ઝીણો કોમળ સાદ આપણને તેડે છે. તે સાંભળવા આપણે તૈયાર થઈએ છીએ. આપણને બીજાઓની ગરજ યાદ આવે છે. તેઓને માટે ઈશ્વરની ઇચ્છા શી છે અને તેઓને માટે આપણે શું કરી શકીએ છીએ, તે ઈશ્વર આપણને જણાવે છે. આજ પ્રસંગે યશાયાહે ઈશ્વરનું વચન સાંભળ્યું, કે "હું કોને મોકલું? અમારે સારૂ કોણ જશે?" જેમ પ્રબોધકે પ્રત્યુત્તર આપ્યો તેમ આપણે પ્રભુને કહીએ છીએ, કે "હું આ રહ્યો, મને મોકલ." આ રીતે આકાશનું રાજ્ય સ્થાપવા તથા પ્રભુનું કામ કરવા આપણે આપણા જીવનનું અર્પણ કરીએ છીએ. ભજનસેવામાં આ છટ્ઠું પગલું છે.

સાતમું તથા છેલ્લું પગલું તે શાંતિનો આશીર્વાદ છે. ઈશ્વરને અર્પેલું જીવન તથા ઈશ્વરથી દોરાએલા અંતઃકરણને આ શાંતિનો આશીર્વાદ મળી શકે છે. જ્યારે યશાયાહે ઈશ્વરના સેવક તથા એલચી થવા સારૂ પોતાના જીવનનું અર્પણ કર્યું ત્યારે તેને આ સંપૂર્ણ શાંતિનો આશીર્વાદ મળ્યો. ભજનસેવામાં ઈશ્વરનું આ છેલ્લું તથા ઉત્તમ દાન છે. તે આશીર્વાદ લઈને તેની હજૂરમાંથી આપણે નવી હિંમતથી, નવા બળથી અને સંપૂર્ણ આનંદથી ભરપુર થઈને નીકળીએ છીએ.

યશાયાહના આ ભજનનો અનુભવ આપણો સંપૂર્ણ નમૂનો છે, ફરીથી ભજનસેવાનાં સાત પગલાં આપણે જોઈએ :

૧. ઈશ્વરનું દર્શન.
૨. નમ્રતા તથા પાપની કબૂલાત.
૩. ક્ષમા.
૪. ઉપકારસ્તુતિ તથા સ્મરણ.
૫. કામની સોંપણી તથા ઈશ્વરની ઇચ્છાનું દર્શન.
૬. સ્વાર્પણ.
૭. શાંતિનો આશીર્વાદ.

આ નમૂનાની અંદર ભજનસેવાનાં જુદાં જુદાં સાધનો એટલે ગીતો, શાસ્ત્રવચનો, પ્રાર્થનાઓ, વિશ્વાસનામાં, શિક્ષણ, બોધભાષણ તથા ઉઘરાણાંનો સમાવેશ થાય છે. આ નમૂનાની અંદર આવા દરેક સાધનનું યોગ્ય સ્થાન છે. ભજનસેવાના આત્મિક અનુભવનું દરેક પગલું આ સાધનો મારફતે દર્શાવવામાં આવે છે.

આપણે જોઈ શકીએ છીએ કે આ ભજનના નમૂનામાં પ્રતિઘોષનો સિદ્ધાંત માલૂમ પડે છે. પહેલવહેલાં ઈશ્વર આપણને પોતાનું દર્શન આપે છે. પછી આપણે નમ્ર થઈને તેની આગળ પસ્તાવો કરીએ છીએ. પછી તે આપણને ક્ષમા તથા નવું જીવન આપે છે. પ્રત્યુત્તરમાં આપણે તેની ઉપકારસ્તુતિ કરીએ છીએ. પછી ઈશ્વર ફરીથી બોલે છે, અને આપણા ભાઈઓને આ કૃપા તથા ક્ષમાના આશીર્વાદો પહોંચાડવાની આજ્ઞા આપણને આપે છે. તેની આજ્ઞા સાંભળીને તે કામ કરવાને માટે આપણે આપણા જીવન તથા સર્વસ્વનું અર્પણ કરીએ છીએ, છેવટે ઈશ્વર પોતાની શાંતિનો આશીર્વાદ આપણને આપે છે. પહેલું પગલું એક શાસ્ત્રવાકય અથવા એક ગીતની મારફતે લઈ શકાય. બીજું પગલું પ્રાર્થનાના રૂપમાં હોવું જોઈએ. ત્રીજું પગલું પ્રાર્થના, ઉપકારસ્તુતિનાં ગીતો અથવા ગીતશાસ્ત્રના વાચન વડે દર્શાવવામાં આવે છે; ચોથું પગલું સ્તોત્રો મારફતે લઈ શકીએ. પાંચમું પગલું મધ્યસ્થીની પ્રાર્થના, શાસ્ત્રવાચન, તથા બોધભાષણનો સમાવેશ થાય છે. છટ્ઠા પગલામાં દાનધર્મ, પ્રાર્થના, અને ગીત હોઈ શકે. આશીર્વાદ એક છેલ્લી પ્રાર્થના અથવા શાસ્ત્રમાંથી એક આશીર્વચન મારફતે મળી શકે છે.

ભજનસેવાના નમૂનામાં ગતિ માલૂમ પડે છે; એટલે આપણે તે અનુભવમાં આગળ ચાલીએ છીએ. આપણે ભજનસેવા શરૂ કરીએ છીએ ત્યારે આપણે થાકેલા, ગુંચવણમાં તથા શંકામાં પડેલા તથા ચિંતાતુર હોઇએ છીએ, પરંતુ આપણે પગથીએ પગથીએ ઈશ્વરની તેજસ્વી હજૂરમાં પ્રવેશ કરીએ છીએ ને છેવટે આપણો આત્મા તાજો, સીધો, પ્રકાશિત, તથા બળવાન થઇને ઈશ્વરના કામને માટે તૈયાર થાય છે.

પાપ, ચિંતા તથા નિષ્ફળતાના બોજાથી લદાએલા આપણે તેની હજૂરમાં જઇએ છીએ અને ઘૂંટણીએ પડીએ છીએ. પરંતુ જયારે ભજનસેવાનો અનુભવ પૂરો થાય છે, ત્યારે આપણે તદ્દન નવાં માણસો થઈએ છીએ અને આસપાસની દુનિયા આપણને નવી તથા ઈશ્વરના પરાક્રમથી ભરપૂર લાગે છે. આપણે ઈશ્વરની હાજરીના પરમપવિત્ર-સ્થાનમાં પ્રવેશ કરીએ છીએ, તેનાં પરાક્રમ તથા તેની શાંતિ પામીએ છીએ, પછી જીત પામતાં પામતાં આપણા રોજના જીવનમાં પાછાં જઇએ છીએ.

જે દરેક ભજનસેવા આપણે ચલાવીએ છીએ તેમાં દરેક પુરુષ, સ્ત્રી તથા બાળકને આ અદ્દભુત અનુભવ થાય એ આપણો હેતુ હોવો જોઇએ. આ તો કેવળ થોડા જ માણસને માટે છે એમ નહિ, પણ સર્વ ખ્રિસ્તી-ઓને માટે છે. ઘણું કરીને આપણા લોકો આ નમૂના પ્રમાણે પ્રભુનું ભજન કરવા તૈયાર હોય છે.

ભજનસેવા ખરેખર એવો પવિત્ર તથા અવર્ણનીય અનુભવ છે કે તેનું પૃથક્કરણ કરવું મુશ્કેલ છે. તેનું સંપૂર્ણ વર્ણન કરી શકાય નહિ. છતાં આપણા તથા ભજનારાઓના આત્માઓ કયે માર્ગે ઈશ્વરની હજૂરમાં ગએલા છે તે જો આપણે જાણી શકીએ તો આપણને ભજનસેવા ચલાવનાર તરીકે તે જ્ઞાન ઘણું ઉપયોગી થઇ પડે છે. પ્રભુના યાજક તરીકે આપણને એવી ઉમદા તક છે કે આપણી દોરવણીથી અને જે પૂજ્યભાવનું વાતાવરણ આપણે ઉત્પન્ન કરીએ છીએ તેથી આપણી મંડળીનાં સર્વે મોટાં તથા નાનાં પ્રભુની હજૂરમાં આવી શકે છે; અને જે ખરૂં અજવાળું હરેક માણસને પ્રકાશ આપે છે તે અજવાળું દરેક ભજનારને મળે છે.

## છેલ્લી કસોટી

ભજનસેવાના અનુભવની છેલ્લી કસોટી શી છે? ખરું જોતાં તે આ છે: ભજનારાઓ પ્રભુ ઈસુ ખ્રિસ્ત જેવા થતા જાય છે કે નહિ? કેમકે આપણે માનીએ છીએ કે જે ખ્રિસ્ત જેવો છે તે આકાશમાંના બાપ જેવો છે. જે કોઇ આત્માથી તથા સત્યતાથી ખ્રિસ્તની મારફતે બાપનું ભજન કરે છે તેના જીવનમાં ખ્રિસ્તના વિશ્વાસ તથા આનંદ, પ્રીતિના પ્રતાપ પર તેનો સંપૂર્ણ ભરોસો, સર્વ દુ:ખી તથા કચડાએલા ઉપર તેની કોમળ દયા, જગતના તારણને માટે પોતાનું જીવાર્પણ કરવાનો આત્મા, એ સર્વ ગુણો ધીમે ધીમે ખીલે છે. આવું બદલાણ કરવા માટે વાર લાગે છે, પરંતુ જ્યારે જ્યારે ભજનસેવાનો અનુભવ થાય છે, ત્યારે ત્યારે વૃદ્ધિ કે વિકાસ થવાં જોઇએ. જે માણસ ગ્રામ્ય મંડળીમાં આપણા નમ્ર ગ્રામ્ય ખ્રિસ્તીઓને આ અદ્દભુત બદલાણ કરનારા અનુભવમાં દોરે છે તેને ધન્ય છે. તેણે આ અમૂલ્ય તકને લીધે ઈશ્વરની ઉપકારસ્તુતિ કરવી જોઇએ, કેમકે આખી દુનિયામાં આ કરતાં ઉત્તમ કર્તવ્ય બીજું કંઈ નથી.

### અભ્યાસની સુચનાઓ

(૧) શાસ્ત્રનાં આ પાત્રોના અનુભવ તપાસો:

યાકૂબ. (ઉત્પત્તિ ૨૮ ; ૧૦–૨૨ : ૩૨ ; ૨૨–૩૨ )
મુસા. (નિર્ગમન ૩, ૪ અધ્યાય )
દાઊદ. (ગીતશાસ્ત્ર ૨૭, ૫૧ અધ્યાય )
યિર્મેયાહ. (યિર્મેયાહ ૧લો અધ્યાય )
સમરૂની બાઇ. (યોહાન ૪થો અધ્યાય )
પીતર. (લુક ૫ ; ૧–૧૧. પ્રે. કૃ. ૧૦મો અધ્યાય )
પાઊલ. (પ્રે. કૃ. ૯ ને ૧૬મો અધ્યાય ).

(૨) કોઇ સમજણા હિન્દુ કે મુસલમાન મિત્રો સાથે તેમની ભજનસેવા વિષે વાત કરો. તેમના જીવનમાં ભજનસેવાનો અનુભવ કેવો છે તેની તપાસ કરો.

(૩) જે મંડળીઓ વિષે તમે માહિતગાર છો, તેમાં ભજનસેવા કરવાથી કયા કયા સામાજિક, નૈતિક તથા આત્મિક ફેરફારો થયા છે?

## પ્રકરણ ૩ જું

# ભજનસેવાનાં સાધન તથા તેનો ઉપયોગ

જુદા જુદા જમાનામાં તથા જુદા જુદા દેશોમાં ભજનસેવાનાં ભિન્ન ભિન્ન પ્રકારનાં સાહિત્યો વાપરવામાં આવ્યાં છે. ઈશ્વરની સાથે આપણા આત્માની સંગત દર્શાવવા માટે સાહિત્યની જરૂર છે. પ્રાચીન કાળમાં જ્યારે કોઈ માણસ ઈશ્વરની પાસે જવા ઇચ્છતો હતો, ત્યારે નાચ કે નાટક મારફતે અથવા વેદી ઉપર કોઇ કિંમતી વસ્તુના અર્પણ મારફતે તે ઈશ્વરનું ધ્યાન ખેંચતો હતો. સંગીત તથા વાજિંત્રો પહેલવહેલાં કેવળ ભજનસેવામાં વપરાતાં હતાં. હાલ પણ ભજનારાઓ જ્યારે ઈશ્વરની સાથે સંગત જોડે છે, ત્યારે કોઇ કોઇ સાધન કે સાહિત્યોનો ઉપયોગ કરે છે.

હિન્દની ગ્રામ્ય મંડળીઓમાં ભજનસેવાનાં જે સાધનો વાપરી શકીએ છીએ તે શાસ્ત્ર, સંગીત, પ્રાર્થનાઓ, બોધભાષણ, ઉઘરાણું, કથા તથા સંવાદ છે. આ સર્વ સાધનો ઉપયોગી છે અને કેટલાંક એવાં અગત્યનાં છે, કે તેનો ઉપયોગ કર્યા વિના ભજનસેવા થાય જ નહિ. ભજનારાઓનું ધ્યાન ખેંચવા, ભજનના હેતુ પાર પાડવા, ભજનારાઓના હૃદયમાં થતી લાગણીઓ દર્શાવવા, તથા ઈશ્વરની ઇચ્છા પ્રગટ કરવા માટે ખ્રિસ્તી મંડળીમાં ઊતરી આવેલાં ભજનસેવાના સાહિત્યનો ભંડાર વાપરવાની જરૂર છે.

હિન્દની મંડળીની પાસે ખરેખર ભજનસેવાનાં સાહિત્યોનો અખૂટ ભંડાર છે. જે દેશો ઘણા સૈકાથી ખ્રિસ્તી દેશો ગણાય છે તેઓમાં ભજનો, પ્રાર્થનાઓ તથા ધાર્મિક ચિત્રોનો મોટો ખજાનો છે, અને તે વારસો પૂર્વની મંડળી તેમજ પશ્ચિમની મંડળીઓ વાપરી શકે છે. વળી હિન્દની સંસ્કૃતિમાં જે ભક્તિસાહિત્યનો અખૂટ ભંડાર છે, તે પણ આપણે વાપરી શકીએ છીએ, અને વાપરવાં જ જોઇએ. ભક્તિસાહિત્યની આ બે નદીઓ હિન્દની મંડળીમાં એક થાય તો આપણી મંડળીની ભજનસેવા

અતિશય સુંદર, આકર્ષક, તથા ઈશ્વરભક્તના હૃદયને સંતોષ આપે એવી થઇ શકે એમ છે. ભજનસેવાના ક્ષેત્રમાં સાર્વત્રિક મંડળીની સંસ્કૃતિમાં હિન્દુસ્તાનની મંડળી ઘણો સારો ફાળો આપી શકે છે, અને આપવા લાગી છે. ખરી ખ્રિસ્તી તેમજ ખરી હિન્દી ભજનસેવાની વિધિઓ ખીલવવા માટે હિન્દી ખ્રિસ્તી વિદ્વાનોએ ઘણી શોધખોળ, મહેનત તથા અભ્યાસ કરવાં જોઇએ. હિન્દના લોકોને જીવનનું પાણી આપવું હોય તો સ્વદેશી પ્યાલામાં આપવું જોઇએ. માટે ભજનસેવાનાં જે રીતો, વિધિઓ તથા સાહિત્યો હિન્દના લોકોને આકર્ષક તથા મધુર લાગે તે વડે જો આપણે આપણી ઉપકારસ્તુતિ તથા આપણો ભક્તિભાવ દર્શાવીએ તો ખરેખર ઈશ્વર એથી બહુ જ રાજી થશે.

આખ્ખ મંડળીને માટે ભજનસેવાનાં સાહિત્યો પસંદ કરવામાં કેટલાક સામાન્ય સિદ્ધાંતો તરફ ધ્યાન આપવું જોઇએ. પહેલો સિદ્ધાંત એ છે, કે પવિત્ર ઈશ્વરના ભજનમાં કોઇ પણ હલકું કે નાલાયક સાધન ચાલશે નહિ. આપણી પાસે આટલાં સારાં સાહિત્ય છે, છતાં જો હલકાં તથા નાલાયક સાધન વાપરીએ તો આપણે ઈશ્વરનું ખરેખરું અપમાન કરીએ છીએ. જે ગીતો તથા ભજનોમાં ઉમદા, મધુર, રસિક તથા ખરો આત્મિક સંદેશો છે તેવાં ગીતો વાપરવાં જોઇએ. જે પ્રાર્થનાઓ કરવાને માટે આપણે પૂરી તૈયારી કરી છે, તેવી પ્રાર્થના કરવી જોઇએ. જે ચિત્રોમાં ખરો આત્મિક સંદેશો સમાએલો છે, તેજ ચિત્રો ભજનસેવામાં વાપરવાં એ લાયક છે. હેબ્રી લોકોમાં એવો નિયમ હતો કે કેવળ કલંક વગરનું પશુ યહોવાહને બળિદાન તરીકે આપી શકાય અને તે નિયમ ઘણો સારો હતો. ભજનસેવામાં એજ સિદ્ધાંત પ્રમાણે આપણે આપણું અર્પણ કરવું જોઇએ.

બીજો સિદ્ધાંત એ છે, કે જેમ બને તેમ આપણી ભજનસેવાના કાર્યક્રમમાં આપણા દેશનાં સાહિત્યો વાપરવાં જોઇએ. આપણે દેશી ગીતો તથા રાગો, દેશી સાહિત્યમાંથી લીધેલી ઉમદા પ્રાર્થનાઓ તથા કોઇ કોઇ વાર દેશી ચિત્રો પણ વાપરીએ તો સર્વને આકર્ષક લાગે. ભજનસ્થાન પણ પશ્ચિમ દેશનાં દેવળો જેવું નહિ, પણ આપણા દેશની રીત પ્રમાણે બાંધેલું હોય તો સુંદર દેખાય. દેશી વાજિંત્રો, ઊભાં ભજનો, સંગીત તથા

કથા મારફતે સુવાર્તાપ્રચાર, આ સર્વ વાપરીને આપણા દેશની સંસ્કૃતિના વારસાનો સદુપયોગ આપણે કરી શકીએ છીએ.

હવે એક પ્રશ્ન ઊભો થાય છે કે આ સર્વ સાધન અથવા સાહિત્ય આપણને કયાંથી મળશે? અલબત, આપણું બાઈબલ ભજનસેવાનાં સાહિત્યની ઉત્તમોત્તમ ખાણ છે. ગીતશાસ્ત્ર, પ્રબોધકોના ઈશ્વરપ્રેરિત સંદેશાઓ, સુવાર્તાઓ તથા નવા કરારના ઉમદા પત્રો તે સર્વ ભજનસેવામાં વિશેષ ઉપયોગી છે. પછી ભજનસંગ્રહોનો વિચાર કરો. આપણા ખ્રિસ્તી ભજનસંગ્રહમાં ઘણા દેશો તથા ઘણા જમાનાનાં સારામાં સારાં ગીતોનો તરજુમો કરવામાં આવ્યો છે. ઈંગ્લાંડ, જર્મની, ગ્રીસ, અમેરિકા, ફ્રાન્સ, સ્કોટલાંડ, આયર્લાંડ અને બીજા ઘણા દેશોનાં ગીતો કે જેની અંદર તે પ્રજાઓની સૌથી ઊંચી અભિલાષાઓ, પ્રાર્થનાઓ તથા ઉપકારસ્તુતિઓ દર્શાવવામાં આવે છે, તે ગીતો આપણે વાપરીએ છીએ. તે ઉપરાંત પ્રાર્થનાના સંગ્રહો પણ કરવામાં આવ્યા છે, અને ભજનસેવામાં તે ઘણા ઉપયોગી હોય છે. ભજનસેવામાં વાપરવા લાયક ભજનો તથા પ્રાર્થનાઓ ગુજરાતી સાહિત્યમાં જરૂર મળશે. જો કોઇ ખ્રિસ્તી વિદ્વાન ગુજરાતી સાહિત્યમાં ખાસ શોધખોળ કરે તો ભજનસેવાનાં ઘણાં સારાં સાહિત્યો તેને જરૂર માલુમ પડે.

## સંગીત

હિન્દની મંડળી તે ગાનારી મંડળી છે; ખરેખર, જે કોઈ મંડળી સામાન્ય લોકોને આકર્ષી શકે છે તે ગાનારી મંડળી હોય છે. મંડળીના ઈતિહાસમાં દરેક ખરી વૃદ્ધિની હિલચાલ ગાયન મારફતે પ્રગટ કરવામાં આવી છે. કોઇએ એમ કહ્યું છે, કે પ્રોટેસ્ટંટ ધર્મસુધારણામાં જેટલી સફળતા બાઈબલનો તરજુમો કરવાથી માર્ટીન લુથર પામ્યો, તેથી વધારે સફળતા તેનાં ગીતો મારફતે તે પામ્યો. ઈંગ્લાંડમાંની મેથોડિસ્ટ ધર્મ-જાગૃતિમાં જેટલી અસર જોન વેસ્લેનાં બોધભાષણથી થઇ હતી તેટલી અસર તેના ભાઈ ચાર્લ્સનાં ગીતોથી થઇ હતી. હાલ જે મોટી ચળવળો ખ્રિસ્તી મંડળીમાં ચાલે છે તેમાં પણ સંગીતનું સ્થાન કાંઇ ઓછું નથી. મંડળીનાં કાર્યોમાં સંગીતનું આટલું ઊંચું સ્થાન છે તેનાં કારણો તો છે.

જાણે કે ધર્મમાં એક સારામાં સારી દાસી તે સંગીત છે. પ્રાર્થના, ભક્તિ, તથા ઉપકારસ્તુતિ દર્શાવવાનું કુદરતી સાધન સંગીત છે.

આપણે સંગીતમાં બે પ્રકારનાં સાધનો વાપરી શકીએ છીએ : વાજિંત્રો તથા ગાયનો. સૌથી પહેલાં જે વાજીંત્રો બનાવવામાં આવ્યાં તે કોઇ એકાંતમાં રહેનારા ભરવાડે પૂજ્યભાવની લાગણી દર્શાવવા માટે વાપર્યાં હશે. આપણા દેશમાં જે વાજીંત્રો ભજનમાં વપરાય છે, તેનો ઉપયોગ કરવો જોઇએ. હારમોનિયમ પેટી વારંવાર મદદરૂપને બદલે નડતરરૂપ છે, અને દેશી રાગને બગાડી નાખે છે, પરંતુ તેનો ઉપયોગ ઘણે ઠેકાણે થાય છે. ગામડાંઓમાં તબલાં, દિલરૂબા, મંજીરાં, કરતાલ, ઝાંઝ, સારંગી વિશેષ ઉપયોગી છે. દરેક ગ્રામ્ય મંડળીમાં એવી ભજનટોળી હોવી જોઇએ કે જે આ વાજિંત્રો વાપરીને ભજનસેવામાં સારો ભાગ લઇ શકે. વળી આ ભજનટોળી ભજનો મારફતે સુવાર્તાપ્રચારક કામમાં ઘણી ઉપયોગી છે. આપણે ખાસ પ્રયત્નો કરવા જોઈએ કે પ્રત્યેક મંડળીમાં એવી ગાયનટોળી તૈયાર કરવામાં આવે. ગાયનમાં દેશી રાગો તથા ભજનો વાપરવાં જોઈએ. પશ્ચિમની મંડળીનાં ગીતનો અક્ષરેઅક્ષર તરજુમો થાય અને પશ્ચિમના રાગ સાથે ગાવામાં આવે તેને બદલે જો ખરા હિન્દી ખ્રિસ્તી કવિઓ એ ગીતોનો ખરો સંદેશો જાણીને ખરા હિન્દી ભજનના રૂપમાં પ્રગટ કરે તો વધતું સારૂં. પશ્ચિમ હિન્દમાં ભજન તથા કિર્તનનો સારો ઉપયોગ થાય છે; મહારાષ્ટ્રમાં નારાયણ વામન તિલકનાં ભજનો તથા અભંગો લોકને ઘણાં પ્રિય છે; દક્ષિણ હિન્દમાં કલાક્ષેપમ મારફતે સુવાર્તા પ્રગટ કરવામાં આવે છે. આ સર્વ દેશી સાધનો છે, અને આગળ વધવાનો માર્ગ દર્શાવે છે. વળી શાસ્ત્રનાં કેટલાંક ટૂંકાં વચનો, ટૂંકી પ્રાર્થનાઓ તથા બીજાં વાકયો, શ્લોકો જે ભજનના રૂપમાં હોય, તે ગ્રામ્ય ખ્રિસ્તીઓ મોઢે કરીને ભજનસેવામાં વાપરે તો ઘણું સારૂં. દક્ષિણ હિન્દની એક મોટી મંડળીએ પોતાની ભજનસેવાનો આખો કાર્યક્રમ દેશી રાગોમાં ઉતાર્યો છે. ત્યાંના હિન્દી ખ્રિસ્તીઓને તેમજ અખ્રિસ્તીઓને તે ભજનસેવાનો કાર્યક્રમ અતિશય આકર્ષક લાગે છે.

ભજનસેવામાં વાપરવા આપણે જે ગીતો પસંદ કરીએ છીએ તે સંબંધી થોડી સૂચનાઓ કરવી જોઈએ. આપણા ભજનસંગ્રહમાં ગીતોની

વિષયાનુક્રમણિકા, શાસ્ત્રવાચન ઉપરથી રચેલાં ગીતની યાદી તથા ગીતોનું સાંકળીઉં આપણને ઘણાં ઉપયોગી છે, તેનો ઉપયોગ કરવો જોઇએ. આપણી ભજનસેવાના વિષયને લગતાં જે ગીતો વિશેષ અનુકૂળ આવે અને જે રાગ વડે યોગ્ય વાતાવરણ ઉત્પન્ન થાય તેજ ગીત તથા રાગ પસંદ કરવામાં આવે. દરેક મંડળીમાં એક ગાયનટોળી હોવી જોઈએ, અને તે ટોળી તથા તેના આગેવાનોએ આગળથી ગીતોની તૈયારી કરવી જોઈએ પછી તેઓએ સભામાં ગીત ઉપાડવાં. ગ્રામ્ય મંડળીમાં દરેક સભાસદે ભજનમાં વપરાતાં ગીતો શીખવાં જોઈએ, અને ગાયનમાં ભાગ લેવો જોઈએ. ઘણીવાર સભામાં અપાતું શિક્ષણ આપણે ગાયનની મારફતે આપી શકીએ છીએ. સુવાર્તાપ્રચારમાં પણ ખ્રિસ્તી ભજનોનો ઘણો ઉપયોગ કરી શકીએ છીએ.

## પ્રાર્થના

હિન્દની કેટલીક મંડળીઓ કેવળ પોતાની મંડળીની ચાલતી આવેલી પ્રાર્થનાઓનો તરજુમો વાપરે છે. ત્યારે બીજી કેટલીક મંડળીઓમાં પ્રાર્થના માટે કોઈ પણ જાતની તૈયારી કરવામાં આવતી નથી. કેવળ સ્વાભાવિક પ્રાર્થનાઓ થાય છે. આપણી મંડળીઓને માટે એક મધ્યમ માર્ગ ઇચ્છવાજોગ હશે. જો આપણે કેવળ ચાલતી આવેલી પ્રાર્થનાઓ વાંચીએ તો તે પ્રાર્થનાઓ નિર્જીવ તથા કંટાળારૂપ થઈ જાય એ સંભવિત છે. વળી આપોઆપની પ્રાર્થનાઓ માટે તૈયારી ન હોવાને લીધે તે પ્રાર્થના સંતોષકારક નીવડતી નથી, અને કોઇ કોઇ વાર કેવળ પ્રાર્થના કરાવનારની હોશિયારી દર્શાવે છે. જો આપણે કોઇ કોઇ વાર બીજા ભકતોએ તૈયાર કરેલી પ્રાર્થનાઓ વાપરીએ તો એ વડે આપણાં હૃદયોની સૌથી ઊંડી ગરજો દર્શાવી શકીએ છીએ, અને ઈશ્વરની સાથેની સંગતના નવા માર્ગો આપણી આગળ ખોલવામાં આવે છે. જ્યારે આપણે પોતે પ્રાર્થના કરાવીએ છીએ ત્યારે ઘણી તૈયારી કરવી જોઇએ. આપણી પ્રાર્થનાઓ આપણે નહિ લખીએ તો ચાલે, પરંતુ દરેક વિનંતી અને દરેક ઉપકારસ્તુતિ કરવાના કારણ સંબંધી આપણે વિચાર કરવો જોઈએ. આપણે એ પ્રમાણે કરીએ તો કેવળ આપણા પોતાના વિચારો પ્રાર્થનામાં દર્શાવીશું એટલું જ નહિ પણ ઈશ્વરની હજૂરમાં જે આખી મંડળીને આપણે દોરીએ છીએ તે સર્વનાં હૃદયોની ગરજો, ઉપકારસ્તુતિઓ તથા અભિલાષાઓ આપણે દર્શાવી શકીશું.

પ્રાર્થનામાં આપણે સરળ પણ ઉમદા ભાષા વાપરવી જોઇએ. ખરી પ્રાર્થના હોય તો જૂના કરારમાંથી લીધેલાં મોટાં ભાવવાચક નામો તથા નિરર્થક શબ્દો તથા વાક્યોને માટે કાંઇ સ્થાન નથી. આપણી પ્રાર્થનાઓ ટૂંકી, સરળ, પણ ઉત્સાહી અને આતુર હોવી જોઇએ. આપણી પ્રાર્થનાઓમાં આપણા લોકોની ખરી ગરજો ઇશ્વરની આગળ રજુ કરવી જોઇએ.

ભજનસેવાના કાર્યક્રમમાં જુદી જુદી જાતની પ્રાર્થનાઓ હોય છે. આ પુસ્તકના બીજા ભાગમાં આરાધના, પાપની કબૂલાત, અને ક્ષમાની વિનંતી, સંબોધનરૂપી પ્રાર્થના, ઉપકારસ્તુતિ તથા મધ્યસ્થીની પ્રાર્થના દર્શાવવામાં આવશે. આ સર્વ પ્રકારની પ્રાર્થનાઓ ભજનસેવામાં મહત્ત્વની છે, અને તેને માટે કાળજીપૂર્વક તૈયારી કરવી જોઇએ.

પ્રાર્થનાનાં બીજાં કેટલાંક રૂપ પણ ભજનસેવામાં વાપરી શકીએ છીએ. એક જાતની પ્રાર્થના એવી છે, કે પ્રાર્થના કરાવનાર ઉપકાર-સ્તુતિનાં કારણો એક પછી એક બતાવે અથવા શાને માટે પ્રાર્થના કરવી તેની સૂચનાઓ કરે અને સર્વ લોકો તે સૂચનાઓ પ્રમાણે શાંત પ્રાર્થનાઓ કરે. કેટલીક મંડળીઓમાં લીટની જાતની પ્રાર્થના વાપરવામાં આવે છે, તેમાં આગેવાનની પ્રાર્થનાની દરેક વિનંતીની પાછળ સર્વ લોકો એક ટૂંકું વાક્ય બોલે. જેમકે, "હે પ્રભુ, તે માટે તારો આભાર માનીએ છીએ." અથવા, "હે પ્રભુ, અમારી વિનંતી સાંભળ." આપણે શાંત પ્રાર્થનાનો જોઇએ તેટલો ઉપયોગ નથી કરતા. દરેક ભજનસેવામાં એવો વખત હોવો જોઇએ કે જ્યારે સર્વ ભજનારાઓ શાંત બેસીને મનન તથા આરાધના કરી શકે અને ઇશ્વરનો ઝીણો કોમળ સાદ સાંભળી શકે. જો આપણે પ્રાર્થનારૂપી ગીતો માથું નમાવીને અથવા ઘૂંટણીએ પડીને ગાઇએ તો તે બહુ જ સુંદર અને આકર્ષક લાગશે.

આપણે આશીર્વચન વિષે થોડો વિચાર કરીએ, કારણ કે તે પણ પ્રાર્થનાનું એક રૂપ છે. ભજન કરનાર ઇશ્વરના ઘરમાંથી નીકળીને પોતાને ઘરે અને પોતાના કામ ઉપર જાય છે ત્યારે પવિત્ર આત્મા અને દેવની શાંતિ તેની સાથે જાય એવી પ્રાર્થના આ આશીર્વચન છે. શાસ્ત્રમાં કેટલાંક બહુ સુંદર આશીર્વચનો નીચે પ્રમાણે છે :—

"હવે શાંતિનો પ્રભુ પોતે સર્વ સમયે તથા સર્વ પ્રકારે તમને શાંતિ આપો. પ્રભુ તમ સર્વેની સાથે હો." આમેન (૨ થેસ્સા. ૩; ૧૬).

"હવે શાંતિનો દેવ, જેણે ઘેટાંના મોટા રખેવાળ આપણા પ્રભુ ઈસુને સર્વકાળના કરારના રક્તથી મૂએલાંમાંથી પાછો ઉઠાડયો, તે તમને દરેક સારા કામમાં એવા સંપૂર્ણ કરે કે તમે તેની ઇચ્છા પ્રમાણે [સઘળું] કરો, અને તેની દૃષ્ટિમાં જે સંતોષકારક છે, તે તે ઈસુ ખ્રિસ્તદ્વારા આપણી પાસે કરાવે; તેને સદાસર્વકાળ ગૌરવ હો." આમેન (હેબ્રી. ૧૩; ૨૦, ૨૧).

"જ્યારે આપણે એક બીજાથી જુદા પડીએ, ત્યારે યહોવાહ મારી અને તારી વચ્ચે ચોકસાઈ કરો." આમેન (ઉત્પ. ૩૧; ૪૯).

"હવે આપણો પ્રભુ ઈસુ ખ્રિસ્ત પોતે ને દેવ આપણો બાપ, જેણે આપણા પર પ્રેમ રાખ્યો, અને કૃપા કરીને આપણને સર્વકાળનો દિલાસો ને સારી આશા આપ્યાં, તે તમારાં હૃદયોને દિલાસો આપો, અને દરેક સારા કામમાં તથા વચનમાં તમને દૃઢ કરો." આમેન (૨ થેસ્સા. ૨; ૧૬, ૧૭).

"પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા તથા દેવની પ્રીતિ તથા પવિત્ર આત્માની સંગત તમો સર્વેની સાથે હો." આમેન (૨ કોરીં. ૧૩; ૧૪).

"દેવ બાપ તરફથી તથા આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત તરફથી તમને કૃપા તથા શાંતિ હો; તેણે આપણાં પાપને સારૂ પોતાનું સ્વાર્પણ કર્યું, એ માટે કે આપણા દેવ તથા બાપની ઇચ્છા પ્રમાણે, તે આપણને હાલના ભૂંડા જગતમાંથી છોડાવે. તે [દેવ બાપ]ને સદાસર્વકાળ મહિમા હોજો. આમેન" (ગલા. ૧; ૩–૫).

"યહોવાહ તમને આશીર્વાદ આપો, ને તમારૂં રક્ષણ કરો;
યહોવાહ પોતાના મુખનો પ્રકાશ તમારા પર પાડો, ને તમારા પર
કૃપા કરો;
યહોવાહ પોતાનું મુખ તમારા પર ઉઠાવો, અને તમને શાંતિ
આપો." આમેન (ગણ. ૬; ૨૪–૨૬).

"હવે જે તમને ઠોકર ખાતાં બચાવવા, અને પોતાના ગૌરવની

સમક્ષ પરમાનંદ સહિત નિર્દોષ રજુ કરવા, સમર્થ છે, એટલે આપણો તારનાર જે એકલો દેવ, તેને ગૌરવ, મહત્ત્વ, પરાક્રમ તથા અધિકાર અનાદિકાળથી, હમણાં તથા સર્વકાળ હોજો. આમેન" (યહુદા ૨૪, ૨૫).

આશીર્વચન ઉચ્ચાર્યા પછી સર્વ લોકો આમેન બોલે, પછી થોડી વાર શાંત પ્રાર્થના કરે અને પછી શાંત રીતે વિદાયગીરી લે.

## ભજનસેવામાં બાઈબલનો ઉપયોગ

ભજનસેવાનું ઉત્તમ સાહિત્ય બાઈબલ છે, માટે આપણી ભજન-સેવામાં તેને મુખ્ય સ્થાન આપવું જોઈએ. તેમાં ઉપકારસ્તુતિ, આરાધના, પ્રાર્થના તથા મધ્યસ્થીના ઉત્તમ નમૂના છે. વળી પ્રાચીન કાળના ભકતો કેવી રીતે ઈશ્વરની હજૂરમાં જતા, તેઓને કેવા અનુભવો થતા, અને આપણને કેવી રીતે ઈશ્વરની ઇચ્છાનું જ્ઞાન મળી શકે, તે સર્વ દર્શાવવામાં બાઇબલ ઉત્તમ છે. ભજનસેવામાં તેનો સંસ્થાપક તથા અસરકારક ઉપયોગ કરતાં આપણે શીખવું જોઈએ.

આપણે યાદ રાખવું જોઈએ કે શાસ્ત્રના કેટલાક ભાગો, વિશેષે કરીને જૂના કરારના કેટલાક ભાગો, ભજનસેવામાં વાપરવા લાયક નથી. કારણ કે કેટલીક ઐતિહાસિક વાતો આપણા જમાનાને લાગુ પડતી નથી, અને જૂના કરારનાં કેટલાક નૈતિક ધારાધોરણો ખ્રિસ્તી ધારાધોરણ જેવાં ઊંચાં નથી. પરંતુ બાઈબલમાં એટલા બધા ઉપયોગી તથા વાપરવા લાયક પાઠો છે, કે તે બીજા ભાગો વિષે ચિંતા કરવાની જરૂર નથી.

શાસ્ત્રપાઠ વાંચતાં આપણે સારીપેઠે શીખવું જોઇએ, એ માટે કે જાહેર સભામાં આપણે પૂજ્યભાવથી તથા અસરકારક રીતે વાંચી શકીએ. આપણે તે પાઠ ઘેર બેત્રણ વાર વાંચવો જોઈએ. ભજનસેવાના મુખ્ય વિષયને લગતો શાસ્ત્રપાઠ પસંદ કરવો જોઈએ, અથવા આખી ભજનસેવાનો કાર્યક્રમ અમુક શાસ્ત્રપાઠની ઉપર ગોઠવવો જોઈએ.

ભજનસેવામાં શાસ્ત્ર વાપરવાના રસ્તા ઘણા છે. તેમાંથી ભજનસેવાના આરંભ માટે પ્રાસ્તાવિક વાકયો પસંદ કરવાં જોઇએ. આ

વાક્યથી ભજનસેવામાં ઈશ્વરના જે સદ્‌ગુણ ઉપર આપણે ખાસ ભાર મૂકવાના છીએ તે સદ્‌ગુણ પ્રત્યે ધ્યાન ખેંચાવું જોઇએ. આવાં વાક્યો વિશેષે કરીને ગીતશાસ્ત્ર તથા પ્રબોધકોનાં પુસ્તકમાંથી આપણને મળે છે. પછી શાસ્ત્ર વાંચવાની ઘણી રીતો છે. કેટલાક પ્રકારના શાસ્ત્રપાઠો ખાસ કરીને વાર્તા કે ઐતિહાસિક પાઠો કે પત્રોમાંના પાઠો, ભજનસેવા ચલાવનાર અથવા કોઇ બીજા ભણેલા ખ્રિસ્તી વાંચે. ગીતશાસ્ત્ર અથવા તેના જેવા પાઠો વારાફરતી વાંચવામાં આવે તો સરસ લાગે છે, અથવા મંડળીમાં બે ભાગ પાડવામાં આવે અને તે બે ભાગો વારાફરતી વાંચે. જો શાસ્ત્રપાઠ જાણીતો હોય તો આખી મંડળી સાથે સાથે વાંચે.

ગ્રામ્ય મંડળીઓમાં મુખપાઠો વિશેષ ઉપયોગી છે. દરેક ગ્રામ્ય ખ્રિસ્તી નાના તથા મોટા, ભણેલા હોય કે અભણ, તોયે શાસ્ત્રના સારામાં સારા પાઠો મોઢે કરી શકે છે, અને ભજનસેવામાં તેનો ઉપયોગ સારી રીતે કરી શકે છે. ઓછામાં ઓછા આટલા શાસ્ત્રપાઠો ગ્રામ્ય ખ્રિસ્તીઓએ મોઢે કરવા જ જોઇએ.

ગીતશાસ્ત્રના ૮, ૨૩, ૨૪, ૬૭, ૯૦, ૧૦૦, ૧૨૧ એ અધ્યાયો.

યોહાન ૩ ; ૧૬, પુનર્નિયમ ૬ ; ૧–૯, ગલાતી. ૫ ; ૨૨–૨૪, માત્થી ૫ ; ૧–૧૨ ૧ કોરીંથી. ૧૩, ફિલિપી. ૨ ; ૧–૧૧, યશાયાહ ૫૩, દશ આજ્ઞાઓ, પ્રભુની પ્રાર્થના, વગેરે. જ્યારે આ મુખપાઠો શીખવીએ છીએ ત્યારે તેનો પૂરો અર્થ શિખવવો જોઇએ. ત્યાર પછી ભજન-સેવામાં તેનો ઉપયોગ વારંવાર કરવો જોઇએ. કોઇ કોઇ વાર આપણે એક શાસ્ત્રપાઠ પસંદ કરીને તેના ઉપર આખો કાર્યક્રમ ગોઠવી શકીએ છીએ. તે શાસ્ત્રપાઠનું ખુલાસાસહિત વાચન એ ભજનસેવાનો મુખ્ય ભાગ હોઇ શકે. શાસ્ત્રપાઠ શિખવવાનો તથા શાસ્ત્ર જીવતું પુસ્તક છે એ ખ્યાલ કરાવવાનો આ એક ઉત્તમ રસ્તો છે.

## દાનધર્મ

ઘણીવાર આપણાં દાનધર્મનું અર્પણ કેવળ ઉઘરાણું છે, અને તે ભજનસેવાનો એક ખરો ભાગ નથી. ભજનસેવાના નમૂનાના વિવેચનમાં આપણે જોઈ ગયા છીએ કે આપણા જીવન તથા સર્વસ્વનું અર્પણ તે

ખરી ભજનસેવાનું એક મહત્ત્વનું પગલું છે. આપણી પુંજી, આપણી બુદ્ધિ, આપણી શક્તિ, આપણો વખત, આપણા સર્વસ્વનું અર્પણ આ ક્રિયા વડે કરી શકીએ છીએ. તો આપણે કેટલા ઘણા પૂજ્યભાવથી તે સ્વાર્પણની નિશાની આપવી તથા સ્વીકારવી જોઈએ. દરેક ભજનસેવામાં અર્પણનું સ્થાન હોવું જોઈએ, અને તેને માટે પૂરી તૈયારી કરવી જોઈએ. આપણે આપણા લોકોને એવી રીતે શિખવવું જોઈએ તથા ઉત્તેજન આપવું જોઈએ કે તેઓ બધા સમજી જાય કે સ્વાર્પણ તે ભજનસેવાનો એક ખરો અગત્યનો ભાગ છે, અને આપણે કદી ખાલી હાથે ભજનસેવામાં જવું ન જોઈએ.

ખ્રિસ્તી ખેડૂત ભાઈઓની પાસે નાણાં થોડાં હોય છે, અને તે કેવળ અમુક મોસમમાં, માટે નાણાંને બદલે તેઓ બીજી વસ્તુઓ દાનધર્મ તરીકે આપી શકે છે. કેટલીક મંડળીઓમાં આશીર્વાદનાં વાસણો ઘેરઘેર રાખવામાં આવે છે અને રાંધતી વખતે સ્ત્રીઓ એક મુઠ્ઠી અનાજ તેમાં નાખે છે. ઘણા ખેડૂત ભાઈઓ પ્રભુને માટે વીઘું કે વધારે જમીન જુદી રાખે છે, અને તેની ઊપજ દાન તરીકે આપે છે. ખેડૂતની પાસે પ્રભુને આપવા માટે નાણાં ન હોય તો ભલે, તે ઈંડાં, મરઘાં, અનાજ, ફળ, ઘેર બનાવેલું કાપડ કે કોઈ પણ એવી વસ્તુ પ્રભુને અર્પી શકે છે. દરેક ગ્રામ્ય ખ્રિસ્તીની એવી ભાવના હોવી જોઈએ કે ભજનસેવામાં પ્રભુને કાંઈક અર્પણ કરવું તે આપણી એક અમૂલ્ય તક છે.

દાનધર્મ લેવાની ઘણી રીતો છે. પિત્તળની એક નાની થાળી, અથવા એક નાની ટોપલી લઈને કારભારીઓ કે સેવકો લોકોમાં ફરી શકે છે. આ કામ ચાલે, તે દરમિયાન સ્વાર્પણને અંગે એક ગીત ગાવામાં આવે. એક બીજી અસરકારક રીત એ છે, કે ભજનસેવા ચલાવનાર સ્વાર્પણને લગતાં શાસ્ત્રવાક્યો બોલે છે, એટલામાં બધા લોકો પૂજ્યભાવથી આગળ આવીને પ્રભુની મેજ પર પોતાનું અર્પણ મૂકી શકે છે. એવાં શાસ્ત્રવાક્યનો સંગ્રહ આ પુસ્તકના બીજા ભાગમાં છે. દાનધર્મ પ્રભુની મેજ પર મૂકવામાં આવે ત્યાર પછી સર્વ લોકો સ્તોત્રો ગાય અને ભજનસેવા ચલાવનાર દાનધર્મ ઉપર પ્રભુનો આશીર્વાદ માગે.

## શાંત પ્રાર્થના તથા મનનની ક્રિયા

"છાના રહો, [નિશ્ચે] જાણો કે હું દેવ છું" (ગીત. ૪૬ ; ૧૦). આપણી ભજનસેવામાં ભાગ્યે જ આપણે એ સૂચના પ્રમાણે કરીએ છીએ. ઘણીવાર ભજનસેવાના આરંભમાં આપણે હબાક્કૂકનાં સુંદર વાક્ય બોલીએ છીએ : "યહોવાહ પોતાના પવિત્ર મંદિરમાં છે; આખી પૃથ્વી તેની આગળ ચૂપ રહો." પછી આશીર્વચન ઉચ્ચારવામાં આવે ત્યાં સુધી આપણે એક પણ પળ છાના રહેતા જ નથી!! શાંત પ્રાર્થના તથા મનન આપણા આત્માને માટે ભક્તિ કરવાનું એક ઉત્તમ સાધન છે એટલું જ નહિ, પણ તે હિન્દના આત્માને વિશેષ આકર્ષક લાગે છે, તો આપણે તેનો વધારે ઉપયોગ કેમ કરતા નથી? દરેક ભજનસેવાના પ્રસંગે મનન, આરાધના તથા ઈશ્વરની વાણી સાંભળવા શાંત રહેવાનો વખત હોવો જોઇએ.

આ પુસ્તકના બીજા ભાગમાં આપેલી ભજનસેવાના દરેક કાર્યક્રમમાં શાંત પ્રાર્થના હોઇ શકે છે, પણ એટલુંજ બસ નથી. કોઇ કોઇ વાર ભજનસેવામાં શાંત પ્રાર્થના તથા મનનને મુખ્ય સ્થાન આપવું જોઇએ. એવી ભજનસેવાનો એક કાર્યક્રમ પણ બીજા ભાગમાં છાપેલો છે. શાંત ભજનસેવાનાં તત્ત્વો, મનન, શાંત પ્રાર્થના, ઈશ્વરની આગળ આપણાં હૃદયોની તપાસણી, આરાધના તથા ઈશ્વરની વાણી સાંભળવાની તક હોય છે.

કવેકર નામની એક મંડળી છે, તે મંડળીની ભજનસેવામાં હમેશાં શાંત ભજનને મુખ્ય સ્થાન આપવામાં આવે છે. એક કવેકર ખ્રિસ્તી પોતાની મંડળીની ભજનસેવા વિષે એમ કહે છે, કે "અમારા આત્માને તૃપ્તિ આપે એવા અનુભવની રાહ જોવા અમારી મંડળી ભેગી થઇને શાંતિમાં બેસી રહે છે. જો આ શાંત સમયે મન વધારે થાકેલું હોય અથવા ઐહિક બાબત ઉપર હજુ ધ્યાન આપતું હોય તો તે શાંતિ નકામી છે. પરંતુ જો એ શાંત સમયે તૃષિત આત્માઓ સાથે સાથે આત્મિક બાબત ઉપર બુદ્ધિપૂર્વક વિચારો કરે અને ઈશ્વરનું મન પારખવા સંયુક્ત પ્રયત્નો કરે તો તે શાંત સમય ઘણો જ લાભકારક નીવડે છે. એવા શાંત સમય પછી પ્રાર્થનાઓ તથા દિલાસારૂપી અથવા ઉત્તેજનરૂપી શિક્ષણ આપવામાં આવે છે. જે

આત્મિક ઐક્ય આ શાંત ભજનસેવામાં અમો ક્વેકરોને મળે છે તે અમને બહુ કિંમતી લાગે છે, અને તેથી અમારી આત્મિક વૃદ્ધિ વિશેષ થાય છે."

આપણા ગ્રામ્ય ખ્રિસ્તીઓએ શાંત ભજન કરતાં શીખવું જોઇએ. જ્યારે જ્યારે શાંત ભજનસેવા કરીએ છીએ ત્યારે આપણે મનન તથા શાંત પ્રાર્થના માટે સૂચનાઓ કરવી જોઇએ, એ સારૂ કે તે શાંત સમયે ભજનારાઓનાં મન આમતેમ રખડે નહિ, પરંતુ દરેક આત્મા ઈશ્વરની હજૂરમાં પ્રવેશ કરે અને તેનો ઝીણો કોમળ સાદ તેઓ સાંભળે: "હે મારા આત્મા, તું કેવળ શાંતિથી ઈશ્વરની વાટ જો."

## ચિત્રો

આપણે જાણીએ છીએ કે ગ્રામ્ય જનોને ચિત્રો બહુ ગમે છે. જે વાતો તેઓ શીખવા પ્રયત્નો કરે છે તે જો ચિત્રના રૂપમાં હોય તો સ્વાભાવિક રીતે તે સહેલાઈથી સ્મરણમાં રહે છે. ઈશ્વરના ભજનમાં પણ ચિત્રોનું સ્થાન અગત્યનું છે. ભજનસ્થાન આકર્ષક કરવા માટે તથા પૂજ્યભાવ ઉત્પન્ન કરવાને માટે થોડાં સારાં ચિત્રો ઘણાં ઉપયોગી છે. કેટલાક ખ્રિસ્તીઓને ભજનસ્થાનમાં ચિત્રો ગમતાં નથી કેમકે એવી ધાસ્તી છે કે અખ્રિસ્તી લોકોના મનમાં ગેરસમજણ થાય. પરંતુ આપણે સહેલાઈથી તેઓને સમજાવી શકીએ છીએ કે આપણે ચિત્રોની પૂજા કરતા નથી. આ વાંધો આટલો ભારે નથી, કે જેથી આપણે ચિત્રોના ઉપયોગમાં જે ઉત્તમ લાભ છે તે ચૂકી જઈએ.

ઈશ્વર તરફ ધ્યાન ખેંચવા માટે તથા ભજનસેવામાં આપેલું શિક્ષણ ઠસાવવા માટે ચિત્રો વાપરી શકીએ છીએ. ભજનસેવામાં વાપરવા લાયક ચિત્રો પુષ્કળ છે. પશ્ચિમના દેશોમાં ચિત્રકળાના ઉત્તમ નમૂનાઓ તે ધાર્મિક ચિત્રો છે. યૂરોપના ચિત્રકારો તથા શિલ્પીઓ પોતાની અદ્ભુત શક્તિઓ ઈસુ ખ્રિસ્ત, તેની મા મરિયમ, પ્રેરિતો, શહીદો તથા સંતોનાં ચિત્રો તથા બાવલાંઓ બનાવવામાં વાપરતા હતા. અત્યારે હિન્દુસ્તાનમાં પણ ઘણાં સારાં આકર્ષક ખ્રિસ્તી ચિત્રો ચિતરવામાં આવે છે. જે પૂજ્યભાવના વાતાવરણમાં આત્માઓ પ્રભુનું ભજન કરી શકે છે તે વાતાવરણ ઉત્પન્ન કરવામા આપણે ચિત્રોનો ઉપયોગ કરી શકીએ છીએ.

દેવળમાં તથા ભજનસેવામાં વાપરવા લાયક ખ્રિસ્તી ચિત્રો અત્યારે સસ્તાં છે, અને ઘણે ઠેકાણે મળે છે. એવું એક નવું સારૂં ચિત્ર હિન્દના પ્રખ્યાત ખ્રિસ્તી ચિત્રકાર મિ. એ. ડી. થોમસે ગયે વરસે ચિતર્યું હતું. તે ચિત્ર એક મિશન દવાખાનામાં છે. તેનું નામ (Christ the Dawn) ખ્રિસ્તી પ્રભાત છે. તેની સુંદર રંગીત નકલો મુંબઈ ટ્રાક્ટ એન્ડ બૂક સોસાએટી તરફથી મળી શકશે. આપણાં દેવળોમાં રાખવા લાયક બીજાં ઘણાં સારાં ચિત્રો સસ્તી કિંમતે તેજ સોસાએટી તરફથી મળશે. તેમાં કૉપીંગ, મિસ વુડ, તથા વિલ્યમ હૉલ તેમજ બીજા પ્રખ્યાત ખ્રિસ્તી ચિત્રકારોએ દોરેલાં ચિત્રો છે. લખનૌ પબ્લીશીંગ કંપની તરફથી બીજાં ઘણાં ચિત્રો અને તે ખાસ કરીને દેશી ચિત્રકારોએ દોરેલાં ચિત્રો જુજ કિંમતે મળશે. કલકત્તા વાઈ. એમ. સી એ. પબ્લીશીંગ હાઉસ તરફથી મોટાં તથા વધારે કિંમતી ચિત્રો મળશે. છેવટે, કેટલાંક સુંદર હિન્દી ચિત્રોની એક ફાઈલ મેથોડિસ્ટ મિશનનાં મિસ કારપેન્ટર સાહેબે બહાર પાડી છે. તેની સાથે ભજનસેવામાં વાપરવાની સૂચનાની એક નાની ચોપડી આવે છે. તે ચિત્રો ઓક્સવર્થ બૂક સર્વિસ, જબલપોર, સી. પી., એ નામની સંસ્થા તરફથી મળશે

## બોધભાષણ

ઘણી પ્રોટેસ્ટંટ મંડળીઓમાં બોધભાષણને એટલું બધું ઊંચું સ્થાન આપવામાં આવ્યું છે કે ભજનસેવાના બીજા બધા ભાગો કેવળ તૈયારીની પંક્તિમાં ગણવામાં આવે છે. આપણે જોઈ ગયા છીએ, કે બોધભાષણ સિવાયનાં બીજાં ઘણાં સાધનો મારફતે ભજનારાઓને પ્રભુ પિતા પોતાને જાહેર કરે છે, તોપણ બોધભાષણનું સ્થાન અગત્યનું છે ખરૂં. જો ભજનસેવા ખરી તથા સંતોષકારક હોય તો ભજનારાઓ ભાષણનો સંદેશો સ્વીકારવા માટે ખરેખર તૈયાર થાય છે. જે ભજનારાઓ આત્માથી તથા સત્યતાથી ભજનસેવાના આખા કાર્યક્રમમાં બુદ્ધિપૂર્વક ભાગ લે છે, તેઓ ઉપદેશકના ભાષણમાં પ્રભુની વાણી સાંભળવા તત્પર હોય છે. આ પુસ્તકમાં બોધભાષણ કરવાની કળા વિષે વધારે વિવેચન કરીશું નહિ, પરંતુ થોડી સૂચનાઓ તો કરવી જોઈએ. ભજનસેવાના કાર્યક્રમનો

એક ભાગ બોધભાષણ હોઇ શકે છે, પણ બીજું બધું કેવળ ભાષણની તૈયારી છે, એમ સમજવું ન જોઇએ. પોતાની ઇચ્છા જણાવવાના એક સાધન તરીકે ઈશ્વર બોધભાષણ મારફતે આપણી સાથે બોલે છે. ઈશ્વરનું વચન આપણે સાંભળી શકીએ અને તેને માટે આપણાં હૃદયો તૈયાર થાય અને પછી ઈશ્વરની ઇચ્છા પૂરી કરવાનું ઉત્તેજન તથા પ્રેરણા મળે એ બોધભાષણનો હેતુ છે. બોધભાષણ ટૂંકું, ઉત્સાહી, ગંભીર ને આપણા લોકોની હાલની આત્મિક ગરજો પૂરી પાડે એવું હોવું જોઈએ. તેને માટે ભારે તથા બુદ્ધિપૂર્વક તૈયારી કરવી જોઇએ. લોકોને હસાવવા કે તેઓની આગળ ખેલ કરવો કે તમાશો બતાવવો તે ખરા ઉપદેશકનો હેતુ કદી હોઇ શકે જ નહિ. જ્યારે આપણે બોધભાષણ કરીએ છીએ ત્યારે આપણે પ્રબોધક છીએ, માટે હલકી હસવા લાયક વાતો જો આપણે કરીએ તો પૂજ્યભાવનો નાશ કરીએ છીએ. ભાષણ કરવાનું કામ એક ઉત્તમ તથા પવિત્ર સેવા છે અને તેને માટે ઘણી પ્રાર્થનાસહિત તૈયારી કરવી જોઈએ.

## સંવાદ

ભજનસેવામાં કોઈક જ વાર સંવાદ વાપરી શકાય છે અને તે બહુ જ કાળજીથી. શિક્ષણ આપવાનું તે એક ઉત્તમ સાધન છે ખરૂં, પણ પ્રભુના ભજનમાં આપણે કદી કોઇ બીજાનો પાઠ ભજવી શકતા નથી. ઈશ્વરની આગળ આપણે બધા ચલાવનારાઓ તથા ભજનારાઓએ નમ્ર થઈને તેનું ખરૂં ભજન કરવું જોઈએ.

કોઈ કોઈ વાર બાઈબલની કોઈ વાર્તા, કોઈ દૃષ્ટાંત કે બીજી બીના સંવાદના રૂપમાં આપણે ભજવી શકીએ છીએ. પરંતુ આપણા જુવાનો જેને ફારસ કહે છે, તેને તો ભજનસેવામાં કશું જ સ્થાન નથી. ધાર્મિક શિક્ષણના ક્ષેત્રમાં સંવાદ તથા ભજવી બતાવવા લાયક બનાવોનો ઉપયોગ થઈ શકે છે, ને ખાસ કરીને ગામડાંમાં તેની ઘણી જરૂર છે. આ ક્ષેત્રમાં ઘણો અભ્યાસ થવો જોઈએ અને સારા ભજવવા લાયક ધાર્મિક સંવાદો જોઈએ છે; પરંતુ ભજનસેવામાં તેનું સ્થાન થોડું કે ઓછું છે.

## વિશ્વાસનામું

ઘણી મંડળીઓમાં પ્રેરિતોનું તથા નાઈસીન વિશ્વાસનામું નિયમિત ભજનસેવામાં વાપરવામાં આવે છે. આપણો વિશ્વાસ દઢ કરવા તથા પ્રગટ કરવા માટે વિશ્વાસનામાં ઉપયોગી છે. આ પુસ્તકના બીજા ભાગમાંના ભજનસેવાના કાર્યક્રમોમાં બાઇબલના શબ્દોમાં ટૂંકું વિશ્વાસનામું છાપેલું છે, તે ઘણી મંડળીઓને પસંદ પડશે. જો મંડળી વિશ્વાસનામું વાપરે તો તે એવી પૂરી રીતે શિખવવું જોઈએ તથા મોઢે કરાવવું જોઈએ કે બધાં ભજનારાં સાથે સાથે અસરકારક રીતે તે બોલી શકે.

## અભ્યાસની સુચનાઓ

૧. ખ્રિસ્તી ભજનસેવામાં વાપરવા લાયક ભજનો, શ્લોકો, પ્રાર્થનાઓ, ગુજરાતી સાહિત્યમાંથી શોધી કાઢો.

૨. આપણા ભજનસંગ્રહમાં ૫૫૮ ગીતો છે, તેમાં કેટલાં ખરેખરાં દેશી ગીતો છે? દેશી રાગનું પ્રમાણ કેટલું છે?

૩. માસિક પત્રકોમાંથી તથા બીજા સાહિત્યમાંથી ભજનસેવામાં વાપરવા લાયક દેશી ચિત્રોનો સંગ્રહ કરો.

૪. બીજા ધર્મોની ભક્તિવિધિઓમાં ફૂલના ઉપયોગનો અભ્યાસ કરો. આપણે કેવી રીતે ભજનસેવામાં તથા ભજનસ્થાનમાં ફૂલનો ઉપયોગ કરી શકીએ?

૫. એક ભજનસેવાની તમામ પ્રાર્થનાઓ પૂરેપૂરી લખો. તેની ભાષા તથા વિચારો તપાસો, વિશેષે કરીને સરળતા, લાગણી, સુંદરતા તથા ભાષાની યોગ્યતા તરફ ધ્યાન આપો.

૬. ગીતશાસ્ત્ર તથા બીજાં પુસ્તકોમાંથી ભજનસેવાના આરંભમાં વાપરવા લાયક પ્રાસ્તાવિક વાકય શોધી કાઢો.

૭. માત્થી ૫માં આપેલી ધન્યતાઓ અથવા કોઇ બીજો એવો પાઠ કોઈ દેશી શ્લોક ભજનના રૂપમાં ઉતારો.

૮. ભજનસંગ્રહમાંથી બધાં પ્રાર્થનારૂપી ગીતોની યાદી કરો.

૯. તમારી મંડળીમાં દાનધર્મ આપવાની ક્રિયા વધારે પૂજ્યભાવથી તથા આકર્ષક રીતે થાય એવી કેટલીક વિધિઓ કે નવી રીતો શોધી કાઢો.

## પ્રકરણ ૪થું

# ભજનસેવાનો કાર્યક્રમ કેવી રીતે રચવો?

આપણા ગ્રામ્ય ખ્રિસ્તીઓના જીવનમાં ભજનસેવાનાં ખરાં ફળો જોવાની ઇચ્છા હોય તો ભજનસેવાનો કાર્યક્રમ રચવામાં ઘણા વખત તથા ઘણા વિચારની જરૂર છે. જે પરિણામ શોધીએ છીએ તે લાવવાને માટે ઉતાવળ કે બેદરકારી ચાલે જ નહિ. જે મંડળીઓમાં ભજનસેવાની વિધિઓ વિગતવાર તૈયાર કરેલી છે તેમાં કાર્યક્રમ રચેલો હોવાથી ચલાવનારને પસંદ કરવાની બહુ છૂટ રહેતી નથી; છતાં વિષય, ગીતો તથા પ્રાસ્તાવિક વાકયો પસંદ કરવાની તેને છૂટ છે. વળી શાસ્ત્ર-પાઠની પસંદગી કરવામાં તથા પ્રાર્થનાઓની તૈયારીમાં અમુક અંશે તેને છૂટ છે; માટે તેણે પણ ઘણી કાળજીથી તૈયારી કરવી જોઇએ.

આ પુસ્તકનો બીજો ભાગ તથા બીજાં એવાં માર્ગદર્શક પુસ્તકો વાપરવાથી બેવડો લાભ છે. એવાં માર્ગદર્શક પુસ્તકોમાંથી જે કાર્યક્રમો તથા વિધિઓ આપણી મંડળીઓને અનુકૂળ પડે તે પસંદ કરીને કામમાં લઇ શકાય. વળી એમાંની વિધિઓ તથા કાર્યક્રમનો અભ્યાસ કરવાથી ભજનસેવાના જે સંસ્થાપક સિદ્ધાંત ઉપર તે રચેલો છે તે સહેજે સમજાશે. આ માર્ગદર્શકો ઉપરાંત દરેક ભજનસેવા ચલાવનારે ભજનસેવાના સાહિત્યની ફાઇલ રાખવી જોઇએ. તેમાં પ્રાર્થનાઓ, કવિતાઓ, વાર્તાઓ, ચિત્રો, કાર્યક્રમો અને બીજી જે કોઇ ઉપયોગી સૂચના તેને મળે છે તે રાખી શકે છે. "ખ્રિસ્તીબંધુ"માં ઘણું એવું સાહિત્ય આવે છે, તેમજ બીજાં પેપરોમાં વાપરવા લાયક સાહિત્ય મળે છે. તે ફાઇલમાં રાખવાથી ગુમ થશે નહિ.

ભજનસેવાનો કાર્યક્રમ રચવામાં ઐક્યનો સિદ્ધાંત સાચવવો જોઇએ. આપણી મંડળીની કોઇ ખાસ ગરજ અથવા કોઇ નજીકના ખ્રિસ્તી તહેવાર કે કોઇ ખાસ પ્રસંગ હોય તો તે ધ્યાનમાં લઇને તેને લગતો એક

વિષય પસંદ કરવો જોઇએ. પછી ભજનસેવાનો દરેક સિદ્ધાંત આ મુખ્ય વિષયની સાથે સાંકળવો જોઇએ. આ વિષયનો સંદેશો ઠસાવવા સારૂ પ્રાસ્તાવિક વાક્યો, ગીતો, પ્રાર્થનાઓ, શાસ્ત્રવાચન એ સર્વ ઉપયોગી થાય છે. એ રીતે આખી ભજનસેવામાં ઐક્ય સચવાશે અને રસિક લાગશે.

બીજો સિદ્ધાંત એ છે, કે વિષયો એક બીજા સાથે સંબંધપૂર્વક સાંકળેલા હોવા જોઇએ. પતંગિયાની માફક ઠેકતા એક બીજા સાથે સંબંધ વગરના છૂટક છૂટક વિષયો લેવાને બદલે આખા વરસના વિષયોની ક્રમિક ગોઠવણ હોવી જોઇએ. જો એવું હોય તો આપણા લોકોને વધારે રસિક લાગશે, અને આપણા શિક્ષણની અસર પણ વિશેષ થશે. જો મંડળી વરસની યોજના પ્રમાણે ચાલે, અથવા જે ક્રમિક ગોઠવણ પ્રકરણ પાંચમામાં આવે છે તે પાળે તો આ સિદ્ધાંત સચવાશે. હિન્દી મંડળીમાં અને ખાસ કરીને આંધ્ર દેશમાં તમામ ભજનસેવા ચલાવનારાઓને આખા વરસ માટે ભજનસેવાના વિષયોનો ક્રમ આપવામાં આવે છે, તે એક ઘણી સારી યોજના છે. મેથોડિસ્ટ એપિસ્કોપલ મિશનના ડૉક્ટર સી. ડી. રૉકી સાહેબે બીજી એક એવી વાર્ષિક યોજના ઘણી કાળજીથી તૈયાર કરી છે, તે પણ આપણી મંડળીઓને ઘણી લાભકારક થાય એવી છે.

ત્રીજો સિદ્ધાત એ છે, કે કાર્યક્રમમાં ફેરફાર થવો જોઇએ. જો કાર્યક્રમમાં કશો ફેરફાર કદી નહિ થાય, તો છેવટે ભજનારાઓને કંટાળો આવશે. આટલું સામાન્ય હોવું જોઇએ કે ભજનારાઓ ભજનસેવામાં સારીપેઠે ભાગ લઈ શકે, પરંતુ દરેક ભજનસેવાના પ્રસંગે કાર્યક્રમની રચન મા અને સાહિત્યોમાં આટલી નવીનતા હોવી જોઇએ કે ભજનસેવા તેઓને કદી કંટાળારૂપ કે અરસિક લાગે નહિ. ભજનસેવાનો અમુક કાર્યક્રમ કેટલાક મહિના સુધી વાપર્યા પછી તેમાં થોડોક ફેરફાર કરવો જોઇએ અથવા નવો કાર્યક્રમ દાખલ કરવો જોઇએ. વળી ગીતો, વાક્યો, શાસ્ત્રપાઠો પસંદ કરવામા ચલાવનારને આટલી બધી છૂટ છે કે જો તે આળસુ કે બેદરકાર ન હોય, તો ભજનસેવા કદી કંટાળારૂપ બને નહિ.

ચોથો સિદ્ધાંત એ છે, કે બધા ભજનારાઓને ભાગ લેવાની તક હોવી જોઇએ. શાસ્ત્રપાઠો, ભજન તથા ગીતોમાં, પ્રાર્થનાઓમાં,

દાનધર્મ આપવામાં, હા, ખરી ભજનસેવાના દરેક ભાગમાં ભજનારાએ ભાગ લેવો જોઇએ. ભજનસેવાના કાર્યક્રમ સંબંધી આ પુસ્તકના બીજા ભાગમાં આ સિદ્ધાંત સચવાય છે. સૌથી ગરીબ તથા અભણ માણસ ભાગ લઇ શકે છે. કોઈ પણ ભજન કરનાર કેવળ ઉપદેશકને ભજન કરતો જુએ તે ઇચ્છવાજોગ નથી. આ સિદ્ધાંત ઉપર આપણી મંડળીમાં ખાસ ભાર મૂકવાની જરૂર છે.

બીજો એક સિદ્ધાંત એ છે, કે ભજનસેવાના દરેક ભાગને માટે વખતનું યોગ્ય પ્રમાણ હોવું જોઇએ. જો આ સિદ્ધાંત પ્રમાણે કાર્યક્રમ રચીએ, તો બોધભાષણને માટે ઉપદેશક હદ ઉપરાંત વખત લે નહિ. દરેક ભજનસેવા પ્રસંગે પ્રાર્થના, ઉપકારસ્તુતિ, પાપની કબૂલાત, આરાધના તથા ઇશ્વરની વાણી સાંભળવાનાં બીજાં સાધનો માટે પૂરતો વખત જોઇએ છે, વળી ઉપદેશકને પોતાનું ભાષણ કરવાને માટે પણ રીતસર વખત મળે છે. આવી રીતે પોતાના લોકોનાં હૃદય ઉપર ઊંડી છાપ પાડવાનો ઈશ્વરને પૂરતો વખત મળે છે.

બીજા પ્રકરણમાં બીજા બે સિદ્ધાંતો તરફ ધ્યાન ખેંચવામાં આવ્યું હતું, એટલે પ્રતિબોધ તથા ગતિના સિદ્ધાંતો. તે પ્રકરણમાં તેનો અર્થ એ કરવામાં આવ્યો હતો કે ઈશ્વર તથા માણસની વચ્ચે દર્શન કે પ્રકટીકરણ તથા પ્રતિ ઉત્તરની આપલે છે. ભજનસેવાનો કાર્યક્રમ રચવામાં આ સિદ્ધાંતનું બીજું એક લાગુકરણ હોવું જોઈએ. વારાફરતી વાંચવામાં, પ્રાર્થનાઓમાં, આમેન બોલવામાં, શાસ્ત્રવાક્યો વગેરે બોલવામાં, આ આપલે માલૂમ પડે છે. આજ્ઞાઓ તથા ધન્યતાઓ બોલવાની એક રીત આ સિદ્ધાંત દર્શાવે છે, જ્યારે ઉપદેશક ધન્યતાનો પહેલો ભાગ બોલે છે અને લોકો છેલ્લો ભાગ બોલે છે, અથવા દશ આજ્ઞા બોલવામાં ચલાવનાર આજ્ઞા બોલે અને લોકો પ્રત્યુત્તર આપે, કે હે પ્રભુ, આ તારો પવિત્ર નિયમ પાળવા માટે અમને કૃપા તથા શક્તિ આપ.

તૈયારી કરવામાં જે બધા પ્રકારના લોકો ભજનસેવામાં ભાગ લે છે, તેઓને ચલાવનારે લક્ષમાં રાખવા જોઈએ. જો બાળકો હાજર થવાનાં હોય તો ભજનસેવાની ગોઠવણ એવી હોવી જોઈએ કે તેઓને પણ લાભ

થાય. વળી સૌથી કેળવાએલા તથા આગળ પડેલા ખ્રિસ્તીઓ છે, તેઓનો વિચાર પણ કરવો પડે છે, અને તેઓની ગરજો પૂરી પાડવી જોઈએ. બાળકોને માટે કાર્યક્રમમાં કોઈ ખાસ ભાગ હોઈ શકે, અથવા બાળકો એકલાં કોઈએક ગીત ગાઈ શકે. તેઓને માટે એક ખાસ વાર્તા અથવા બોધભાષણનો અમુક ભાગ હોવો જોઈએ. તે ઉપરાંત કોઈ કોઈ વાર આખી ભજનસેવા બાળકોની ગરજ પૂરી પાડવા ચલાવવામાં આવે અને તે ભજનસેવા ચલાવવામાં તેઓ ભાગ લે.

## તો હવે આપણે કેવી રીતે ભજનસેવાનો કાર્યક્રમ તૈયાર કરીએ?

૧. **ચલાવનારની પ્રાર્થનારૂપી તૈયારી.**—તૈયારીનું પ્રથમ તથા સૌથી અગત્યનું પગલું પ્રાર્થના છે. ભજનસેવા ચલાવવી એ એક ઉત્તમ પ્રકારની સેવા છે. ધ્યાનમાં રાખો કે પરમપવિત્ર ઈશ્વરની હજૂરમાં આપણા લોકોને દોરી લઈ જઈને તેઓ તેની વાણી સાંભળે અને તેનું દર્શન પામે એવું વાતાવરણ ઉત્પન્ન કરવું એ આપણા કાર્યક્રમની મતલબ છે, એ માટે કે આ મહાભારત સેવા યોગ્ય રીતે કરી શકીએ. આપણે ઘણા કલાક સુધી ઈશ્વરની પવિત્ર સંગતમાં એકલા રહીને નમ્ર પ્રાર્થના કરવી જોઈએ. ઈશ્વરની સમક્ષ જવાનો માર્ગ જો ભજનસેવા ચલાવનાર અનુભવથી નહિ જાણે, તો તે કેવી રીતે પોતાના ભાઈનો ભોમિયો થઈ શકે? માટે ભજનસેવાની તૈયારીમાં આ પ્રથમ પગલું ચૂકી નહિ જ જવું, પણ ઘણા દિવસ અગાઉ અને દરરોજ પણ ઈશ્વરની સાથે પ્રાર્થના-દ્વારા સંગત રાખવી જોઈએ. જો આ અગત્યની તૈયારી નહિ કરીએ, તો ભજનસેવા ચલાવવામાં જે કંઈ કાર્યો કરીએ, તે ઢોંગ તથા ખાલી લવારા જેવું લાગશે. પરંતુ જો આ પ્રાર્થનારૂપી તૈયારી ખરા દિલથી કરીએ તો આપણને માલૂમ પડશે કે જ્યારે જ્યારે આપણા લોકોને ઈશ્વરની સમક્ષ ભજનસેવાદ્વારા દોરીએ છીએ ત્યારે ત્યારે તેઓના જીવનમાં અદ્ભુત બદલાણ તથા ચામત્કારિક સુધારો માલૂમ પડે છે.

૨. હવે તમારૂં બાઇબલ, ભજનસંગ્રહ, ભજનસેવાનું પુસ્તક, તથા ભજનસાહિત્યની ફાઈલ લઈને પાંચ સાત કલાકની બુદ્ધિપૂર્વક તૈયારી કરવા એકાંતમાં બેસો.

૩. મંડળીના વરસના ક્રમ પ્રમાણે અથવા તમારી મંડળીની જરૂરિયાતને લગતો એક સારો વિષય કાળજીથી પસંદ કરો.

૪. ભજનસેવાનો એક કાર્યક્રમ તૈયાર કરો અથવા જે કાર્યક્રમ તમે નિયમિત વાપરો છો તેનું ખોખું લખો. સુધારાવધારાને માટે જોઇએ તેટલી ખાલી જગા રાખો.

૫. ભજનસેવાનો જે સંપૂર્ણ નમૂનો દર્શાવવામાં આવ્યો છે તેની સાથે તમારા કાર્યક્રમની સરખામણી કરો. જે રૂપરેખા નીચે આપવામાં આવી છે તેમાં ભજનસેવાના દરેક ભાગ તથા સાધનનું કેવું સ્થાન હોવું જોઈએ તે તમને માલૂમ પડશે.

૬. જે વિષય તમે પસંદ કર્યો છે તેમજ જે કાર્યક્રમ તમારી આગળ છે, તે બેઉને અનુકૂળ પડે એવાં પ્રાસ્તાવિક વાક્યો, ગીતો તથા શાસ્ત્રપાઠો પસંદ કરો

૭. કાર્યક્રમમાં આવેલી દરેક પ્રાર્થનાની તૈયારી કરો. પ્રાર્થનાઓ મોઢે ન કરો, પરંતુ દરેક વિનંતી તથા ઉપકારસ્તુતિના દરેક કારણનો પાકો વિચાર કરો. જે કોઇ માણુસોને માટે મધ્યસ્થીની પ્રાર્થના કરવી જોઈએ તે સ્મરણમાં લાવો. પ્રાર્થનાને માટે ટૂંકી નોંધ પણ રાખવામાં આવે તો ફાયદો થાય.

૮. બોધભાષણ કે શિક્ષણને માટે પૂરી તૈયારી કરો.

૯. ગાયનટોળી ચલાવનારની સલાહ લેવી જોઈએ, એ માટે કે તે પણ યોગ્ય તૈયારી કરી શકે.

૧૦. શાસ્ત્રપાઠો ઓછામાં ઓછા ત્રણ ચાર વાર એકાંતમાં મોટેથી વાંચવા જોઇએ.

ભજનસેવાનો નમૂનો તથા તેના દરેક પગથીઆમાં ભજનસેવાનાં
કયાં કયાં સાધનનો સમાવેશ થાય છે તેની ટીપ.

દર્શન {
- શાસ્ત્રનાં પ્રાસ્તાવિક વાક્યો.
- ભજનો, આરાધનાની પ્રાર્થના, ઈશ્વરના એક સદ્‌ગુણનું સ્મરણ.
- સ્તોત્ર (ભજનસંગ્રહ નં. ૫૪૨.)

**નમ્રતા**
- પાપની કબૂલાતની પ્રાર્થના.
- પ્રાર્થનારૂપી ગીતો.
- પશ્ચાત્તાપ દર્શાવનારાં શાસ્ત્રવાક્યો.

**ક્ષમા**
- ક્ષમાનાં વચન દર્શાવનારા શાસ્ત્રપાઠો.
- ક્ષમાની ખાતરીનાં બીજાં વચનો કે ગીતો.

**ઉપકારસ્તુતિ**
- ગીતશાસ્ત્રના પાઠો.
- ઉપકારસ્તુતિનાં ગીતો.
- વિશ્વાસનામું.
- મહિમાનાં સ્તોત્રો (ભજનસંગ્રહ નં. ૫૪૧).
- ઉપકારસ્તુતિ તથા મધ્યસ્થીની પ્રાર્થનાઓ.

**ઈશ્વરની ઇચ્છાનું દર્શન**
- પ્રાર્થના.
- શાસ્ત્રપાઠો.
- બોધભાષણ.
- વાર્તા અથવા ચિત્રનો ખુલાસો.

**સ્વાર્પણ**
- ઉઘરાણું.
- શાંત મનન.
- સ્વાર્પણનાં ગીતો.
- પ્રાર્થના.

**શાંતિનો આશીર્વાદ**
- આશીર્વચન.
- શાસ્ત્રવાક્યો.
- શાંતિ સંબંધીના શ્લોકો.

## અભ્યાસની સૂચનાઓ

૧. આ પ્રકરણમાં દર્શાવેલા સિદ્ધાંતો ધ્યાનમાં રાખીને તમારી મંડળીમાં ચાલતી ભજનસેવાના કાર્યક્રમોની ચોકસાઇથી તપાસ કરો.

૨. જે મંડળીઓમાં તમે ભજન કરવા જાઓ છો કે મુલાકાત લો છો તેઓની ભજનસેવાની વિધિઓનો અભ્યાસ આ સિદ્ધાંતો પ્રમાણે ચોકસાઇથી કરો.

૩. આ પુસ્તકના બીજા ભાગમાંથી તમારી મંડળીને અનુકૂળ પડે એવો ભજનસેવાનો કાર્યક્રમ પસંદ કરો; તેને આધારે નીચે દર્શાવેલા દરેક વિષય વાપરીને પૂરા કાર્યક્રમ તૈયાર કરો :—

કુદરતમાં ઈશ્વરનું હસ્તકામ
કારભારીપણું
સાક્ષીના અઠવાડીઆનો પહેલો દિવસ
બાળકો પ્રત્યે ખ્રિસ્તનો પ્રેમ
મંડળીની વરસગાંઠ
મધ્યસ્થીની પ્રાર્થના
પાપની ક્ષમા
ખરૂં પાડોશીપણું
જગતનું અજવાળું ઈસુ ખ્રિસ્ત
જયવંત જીવન

## પ્રકરણ ૫મું

# મંડળીના વર્ષનો કાર્યક્રમ

ખ્રિસ્તી મંડળીના ઇતિહાસના પ્રભાતથી ઘણા દેશોમાં મંડળીના આખા વરસનો કાર્યક્રમ તથા ભજનસેવા ખ્રિસ્તી તહેવારોને આધારે રચેલાં છે. તેમાંનો સૌથી પહેલો તહેવાર ઇસ્ટરનો હતો એટલે પુનરુત્થાનનો દિવસ. પેન્ટીકોસ્ટ અથવા પચાસમાનો દિવસ, એટલે જે દિવસે પવિત્ર આત્માનું દાન મંડળી પર આવ્યું હતું, તે દિવસને પણ પ્રાચીનકાળથી ઊંચું સ્થાન આપવામાં આવ્યું. પ્રાચીન મંડળીમાં પેન્ટીકોસ્ટના દિવસે બધા ખ્રિસ્તીઓ સફેદ લૂગડાં પહેરતા માટે તેને સફેદ રવિવાર કહેતા હતા, અને તે નામ હજુ વપરાય છે. જેમ વરસો વીતી ગયાં, તેમ બીજા ખ્રિસ્તી તહેવારો એક પછી એક મંડળીના પંચાંગમાં ઉમેરવામાં આવ્યા. બહુ જૂના વખતથી નાતાલનો ઉત્સવ ઉજવવામાં આવે છે. શરૂઆતમાં નાતાલની તારીખ વિષે કાંઇ સામાન્ય મત ન હતો, પણ છેવટે ડિસેમ્બર ૨૫મી તારીખ સર્વમાન્ય થઈ. એપિફની એક બીજો તહેવાર છે. કેટલીક મંડળીમાં માગીઓના આગમનનો તહેવાર તે ગણાય છે, ત્યારે બીજી કેટલીક મંડળીઓમાં માગીઓને બેથલેહેમના તારાનો દેખાવ તે દિવસે થયો એમ માનવામાં આવે છે. તે તહેવાર જાન્યુઆરી ૬ઠ્ઠી તારીખે પાળવામાં આવે છે અને વિશેષે કરીને કેથોલિક, એંગ્લીકન, તથા પૂર્વની મંડળીઓ પાળે છે.

ખ્રિસ્તી સંતો, પ્રેરિતો તથા શહીદોના સ્મરણને અંગે તથા મંડળીના ઇતિહાસમાં બનેલી અગત્યની બીનાઓના સ્મરણમાં બીજા ઘણા તહેવારોનો આરંભ થયો હતો. કેટલાંક સૈકાં વિત્યા બાદ મંડળીના કાર્યક્રમમાં એટલા બધા તહેવારો હતા કે કોઇ સાધારણ ખ્રિસ્તી માણસ તે બધા પાળી શકે જ નહિ, પરંતુ કેટલાક એવા અગત્યના તહેવારો છે કે જેનો અર્થ વિશેષ ધાર્મિક કે ઐતિહાસિક છે, અને જે પાળવાથી ખ્રિસ્તી

મંડળીઓને ઘણો લાભ થાય તેમ છે. મંડળીના કાર્યક્રમમાં આ કેટલાક તહેવારો અથવા સ્મરણના દિવસો બહુ અગત્યના છે, અને તેની આસપાસ આખા વરસની ભજનસેવા તથા શિક્ષણ આપણે ગોઠવી શકીએ છીએ. ખ્રિસ્તી મંડળીનો જે રસિક ઇતિહાસ છે તે જાણવા માટે તથા ખ્રિસ્તીઓનું ધ્યાન ઐતિહાસિક ખ્રિસ્તના જીવનવૃત્તાંત તરફ ખેંચવા માટે આ ખ્રિસ્તી તહેવારો અતિ મહત્ત્વના છે.

દરેક મોટા ધર્મમાં એવું વલણ માલૂમ પડે છે. હેબ્રી લોકો ખાસ કરીને એક ગ્રામ્ય પ્રજા હતી, અને તેઓનો ધર્મ તેઓના જીવનનું ખરૂં કેન્દ્રસ્થાન હતો; જૂનો કરાર વાંચવાથી માલૂમ પડે છે, કે હેબ્રી લોકોના ધર્મમાં થોડાક એવા તહેવારો હતા કે જેની અસર તેના સામાજિક તથા ધાર્મિક જીવન પર પુષ્કળ થઇ હતી. તેઓમાં રાષ્ટ્રિય તેમજ ધાર્મિક ઐક્ય જાળવવા સારૂ આ તહેવારોનું સ્થાન ઘણું મોટું હતું. વરસમાં ત્રણ વખતે તમામ હેબ્રી લોકો પોતાનું કામ મૂકી દઇને યહોવાહના કુટુંબ તરીકે ભેગા થઈને આનંદ, ઉપકારસ્તુતિ તથા પ્રાર્થના કરતા હતા.

ખ્રિસ્તી તહેવારો પર ખાસ ભાર મૂકવાનાં બીજાં કારણો છે. જેમ બીજા બધા દેશોમાં તેમ હિન્દમાં પણ ખેડૂત તથા ગ્રામ્યજનોને તહેવારો બહુ ગમે છે. આપણા ગ્રામ્ય ખ્રિસ્તી ભાઈઓ સખત અંગમહેનત કરીને પોતાનું ગુજરાન ચલાવે છે. પોતાનાં સગાંસ્નેહીઓની સાથે આનંદ કરવાના બહુ જ થોડા પ્રસંગો તેઓને મળે છે, તેમજ કામના બોજા મૂકીને આરામ તથા ખાસ ભજનને માટે તેઓને ભાગ્યે જ વખત મળે છે. તેઓને આવા પ્રસંગોની ખાસ જરૂર છે, તે કારણને લીધે જૂના અખ્રિસ્તી તહેવારો આપણાં ગામડાંમાં હજુ લોકપ્રિય છે. તહેવારો પાળવા તથા તેમાં આનંદ કરવો તે સ્વાભાવિક તથા ખરી પ્રવૃત્તિ છે. માટે આપણી આગળ આ પ્રશ્ન ઊભો થાય છે, કે આપણા ગ્રામ્ય ખ્રિસ્તીઓને જૂના અખ્રિસ્તી તહેવારો તથા રીતરિવાજોમાં ભાગ લેવા દઇએ, કે તેને બદલે તેઓને માટે આનંદદાયક તથા શુદ્ધ ખ્રિસ્તી તહેવારો ખ્રિસ્તી મંડળીમાં પળાવીએ કે તેઓ સંતોષ પામે.

મંડળીના વર્ષના આવા કાર્યક્રમ ગોઠવવાનું હજી બીજું એક કારણ છે, એટલે મંડળીને ધાર્મિક શિક્ષણ આપવાના કાર્યક્રમમાં ખ્રિસ્તી

તહેવારો સારૂં ઉત્તેજન તથા ઘણો લાભ આપે છે. દરેક ખ્રિસ્તી તહેવાર પહેલાં તેને લગતું યોગ્ય ખ્રિસ્તી શિક્ષણ આપી શકીએ છીએ. એવા દરેક ખરા ખ્રિસ્તી તહેવારમાં કોઇ ખ્રિસ્તી માન્યતા કે રહસ્ય સમાએલું છે. તેનો ખુલાસો તથા તેને લગતું શિક્ષણ લેવાની તૈયારીમાં સહેલાઇથી તથા અસરકારક રીતે આપી શકાય છે. દાખલા તરીકે નાતાલ પહેલાના મહિનામાં તારનારની જરૂર વિષે તથા ઈશ્વરે આપણું તારણ પ્રાપ્ત કરવા માટે કેવી યોજના ઘડી છે તે સંબંધી શીખવી શકીએ છીએ. જો એવું શિક્ષણ આપવામાં આવે તો નાતાલના શુભ તહેવાર ઘણા આનંદથી તથા પૂરી સમજણથી પાળવામાં આવશે. મંડળીના પ્રાચીન કાળથી લેન્ટ એટલે ઈસ્ટર પહેલાંના ચાળીસ દિવસ ખાસ ધર્મજાગૃતિના સમય તરીકે પાળવામાં આવે છે. તે ચાળીસ દિવસ દરમિયાન દરેક ખ્રિસ્તી માણસ પોતાનું હૃદય તપાસે તથા પ્રભુની પાછળ નવા ઉત્સાહથી ચાલવા માંડે એ આ પાળવાનો મુખ્ય હેતુ છે. દરેક તહેવારની સાથે જે ઉત્તમ કામ કરી શકીએ છીએ તેનો એક સારો દાખલો લેન્ટ છે. ખ્રિસ્તી મંડળીની દરેક શાખા પોતાને વાસ્તે આખા વરસની ભજનસેવા તથા તહેવારોનો કાર્યક્રમ પોતાની ખાસ ગરજ તથા સંપ્રદાય પ્રમાણે રચે તો પરિણામ ઘણું સારૂં આવે.

ધાર્મિક શિક્ષણ તથા ભજનસેવાને સારૂં ઉત્તેજન આપવું હોય તથા ઉત્તમ પ્રસંગો મેળવવા હોય તો આ યોજના વિશેષ જરૂરની છે. જ્યારે તહેવારો આવે, ત્યારે ખાસ ધાર્મિક સભાઓ તથા સંમેલનો થવાં જોઈએ. જો ઘણા આનંદસહિત બધા ખ્રિસ્તીઓ ભેગા થઈ શકે, તો તહેવારની તૈયારી માટે જે ધાર્મિક શિક્ષણ આપવામાં આવ્યું હતું તેની પરાકાષ્ટા તહેવારને પ્રસંગે જોવામાં આવશે. કોઈ કોઈ મંડળીઓમાં ત્રિમાસિક કે માસિક પ્રભુભોજન પાળવાને બદલે ખ્રિસ્તી તહેવારને પ્રસંગે તે પાળવામાં આવે છે.

મેથોડિસ્ટ એપિસ્કોપલ મંડળીના કેટલાક આગેવાનો ૧૯૩૪માં બરેલી મુકામે ગ્રામ્ય મંડળીના પ્રશ્નો ચર્ચવા માટે ભેગા થયા હતા. તે સભાનો હેવાલ "ઇન્ડીયન વિટનેસ"માં ૨૩મી ઓગસ્ટ ૧૯૩૪ના અંકમાં છાપવામાં આવ્યો હતો. તેમાં ખ્રિસ્તી તહેવારો સંબંધી નીચે પ્રમાણે

હેવાલ હતો: "આપણા ગ્રામ્ય ખ્રિસ્તીઓ મોટા પ્રમાણમાં જૂના અખ્રિસ્તી તહેવારમાં હજુ ભાગ લે છે, તે આપણી મંડળીની એક મોટી નબળાઈ છે, અને તે સ્થિતિ સુધારવાને માટે આપણે ખાસ મહેનત કરવી જોઈએ. તેઓ એમાં ભાગ લે છે તેનો અર્થ એ નથી, કે તે પ્રત્યે તેઓને કાંઈ ધાર્મિક લાગણી હોય. પરંતુ તે પ્રસંગે જે આનંદોત્સવ થાય છે, તે તેઓને વિશેષ રસિક લાગે છે. વળી ઘણાં વરસના રિવાજને લઈને આપણા લોકો હજી તેમાં ભાગ લે છે. તેનું બીજું એક કારણ એ પણ છે, કે તે પ્રસંગે ઘણા ગ્રામ્ય ખ્રિસ્તીઓને કાંઈ ખાસ આવક મળે છે.

"આ જૂના તહેવારોને બદલે આકર્ષક શુદ્ધ ખ્રિસ્તી તહેવારો સ્થાપન કરવા જોઈએ, અને તે માટે નીચેની ભલામણો કરવા ચાહીએ છીએ.

"૧. આપણું કામ સંસ્થાપક હોવું જોઈએ. અખ્રિસ્તી તહેવારોમાં ભાગ લેવાની ના પાડીએ અને તેને બદલે કાંઈ નવું નહિ કરીએ તો કાંઈ સારૂં પરિણામ આવશે નહિ. જૂના તહેવારોને બદલે ખરા ખ્રિસ્તી તહેવારની સ્થાપના થાય તોજ આ બાબતમાં આપણા લોકો સુધરી જશે. જ્યાં ખ્રિસ્તી તહેવારો સારા પાયા ઉપર ઉજવવામાં આવે છે અને જ્યાં નિયમિત ભજનસેવામાં ખ્રિસ્તીઓ વધારે પ્રમાણમાં પૂજ્યભાવથી તથા ખરા દિલથી ભાગ લેવાની તક પામ્યા છે, ત્યાં આપણા ગ્રામ્ય ખ્રિસ્તીઓ અખ્રિસ્તી તહેવારોમાં બીલકુલ ભાગ લેતા નથી.

"૨. ખ્રિસ્તી તહેવારો સ્થાપન કરવા માટે ખાસ શિક્ષણની જરૂર છે ખરી, પણ તે ઉપરાંત તહેવાર વખતે ગ્રામ્ય મંડળી શું શું કરી શકે અથવા કરવું જોઇએ તે સંબંધીની દોરવણી તથા સૂચનાઓની ઘણી જ જરૂર છે. તહેવારોના દિવસો માટે પૂરો કાર્યક્રમ જોઇએ છે, અને તે આખી મંડળીની જાણમાં લાવવો જોઇએ. મોટા તહેવારના પ્રસંગે ભજનસેવા વિશેષ આકર્ષક હોવી જોઇએ. વળી ખ્રિસ્તી મેળાઓ પ્રસંગે ગામ કે ખ્રિસ્તી ફળિયાની પ્રદક્ષિણા કરીને તહેવારને લગતા ઉત્તમ સંવાદ કે ખાસ ગાયનસભાઓ મારફતે ખ્રિસ્તી તહેવારની છાપ ઊંડી તથા સારી પડશે.

"૩. રવિવાર ખ્રિસ્તી તહેવાર તરીકે સર્વત્ર પાળવામાં આવે છે માટે ખાસ પ્રયત્નો કરવામાં આવે. અખ્રિસ્તી તહેવારો ઘણા છે, અને લગભગ દરેક મહિનામાં એકાદ બે પાળવામાં આવે છે, પરંતુ મોટા ખ્રિસ્તી તહેવારો થોડા છે અને તે કેવળ બેત્રણ મહિને આવે છે. નવા ખ્રિસ્તી તહેવારો સ્થાપવામાં આવે તે શકય છે કે નહિ અને શકય હોય તો કયા કયા તે સંબંધી હજી વધારે તપાસ કરવી જોઇએ. ફસલનો તહેવાર પાળવો શકય તથા ઇચ્છવાજોગ છે."

## આપણે કયા કયા તહેવારો પાળીએ

ગ્રામ્ય મંડળીઓની જરૂરિયાત તરફ જરા ધ્યાન આપીએ તો ત્રણ પ્રકારના ખ્રિસ્તી તહેવારો મનમાં આવે છે:—

૧. **ઐતિહાસિક ખ્રિસ્તી તહેવારો:**—આપણા ગ્રામ્ય ખ્રિસ્તીઓને માટે પશ્ચિમની મંડળીઓમાં પળાતા સર્વે તહેવારો ઉપયોગી નથી. તહેવારોની ખાતર તહેવાર બનાવવાના નથી. ખ્રિસ્તી ખેડૂતના જીવન તથા અનુભવની સાથે તહેવારનો નિકટનો સંબંધ હોવો જોઇએ, વળી તે હિન્દની મંડળીને અનુકૂળ હોવો જોઇએ, તથા ખ્રિસ્તી જીવનના કાંઇક અનુભવનું સ્મરણ કરાવવું જોઇએ. કેટલાક ખ્રિસ્તી તહેવારો એવા છે કે તેઓ ખ્રિસ્તી ગ્રામ્ય જનોને બહુ આકર્ષક લાગે છે, અને તેમાં ઉત્તમોત્તમ ધાર્મિક સંદેશો પણ માલૂમ પડે છે.

જે પહેલો તહેવાર મનમાં આવે છે તે નાતાલ છે. ખરેખર નાતાલ હિન્દની મંડળીના જીવન તથા વિચારમાં મોટામાં મોટું સ્થાન ભોગવે છે. એપિફની જે જાન્યુઆરી છઠ્ઠી તારીખે પાળવામાં આવે છે, તે પણ બધી મંડળીઓમાં પાળવામાં આવે તો સારૂં. અખ્રિસ્તી દુનિયાને ખ્રિસ્તનો પ્રકાશ એમાં દેખાયો છે, તેના સ્મરણમાં આ દિવસ પાળવો જોઇએ. ખ્રિસ્તનું કષ્ટમય અઠવાડીઉં તથા ઈસ્ટર દિનપ્રતિદિન મંડળીમાં પ્રગટ થાય છે. હજી ઘણાં ગામડાંમાં ઈસ્ટર વિષે અભણ ખ્રિસ્તીઓ કશું જાણતા નથી. ખરૂં જોતાં નાતાલ કરતાં મંડળીના વિચાર તથા જીવનમાં ઈસ્ટરનું સ્થાન વધારે ઊંચું હોવું જોઇએ. ખ્રિસ્તના કષ્ટમય અઠવાડીઆમાં શુક્રવાર–ગુડ ફ્રાઇડે વિશેષ ગંભીરતાથી પાળવો જોઇએ

લેન્ટના ચાળીસ દિવસો ખાસ સ્વનકાર તથા ધર્મજાગૃતિના સમય તરીકે પાળવામાં આવે તો ગ્રામ્ય મંડળીઓને ઘણો આત્મિક ફાયદો થાય. ઈસ્ટર પહેલાં પ્રત્યેક ગ્રામ્ય મંડળીમાં પૂરા આઠ દિવસનો કાર્યક્રમ હોવો જોઇએ, અને તેને અંતે આનંદોત્સવવાળી ભજનસેવા કરવામાં આવે, એવો કાર્યક્રમ આ પુસ્તકના બીજા ભાગમાં મળશે.

ઈસ્ટર પછી ખ્રિસ્તી મંડળીના બીજા બે ઐતિહાસિક તહેવારો આવે છે, એટલે આકાશગમન તથા પેન્ટીકોસ્ટનો દિવસ. ખાસ કરીને પેન્ટી-કોસ્ટ જે મંડળીની વરસગાંઠ છે એ તહેવાર ઘણા આનંદથી પાળવો જોઇએ. પેન્ટીકોસ્ટ પહેલાંના પચાસ દિવસમાં મંડળી તથા સાક્ષી પૂરવાનું તેનું કામ અને તે માટે પવિત્ર આત્માના દાન સંબંધાનું શિક્ષણ આપવાનો ઉત્તમોત્તમ સમય છે.

૨. **ગ્રામ્ય ખ્રિસ્તી તહેવારો**—આ તહેવારો ખરેખર ખ્રિસ્તી તહેવારો છે, અને આખી દુનિયામાં જ્યાં જ્યાં ખેડૂતો રહે છે ત્યાં ત્યાં પાળવામાં આવે છે. ખેતી કરનારી પ્રજાના દરેક ધર્મમાં રોપણી તથા ફસલને અંગે તહેવાર તથા ઉત્સવો ઉજવવામાં આવે છે. તેમાં એક મોટી ગરજ પૂરી પાડવામાં આવે છે. ખેડૂતના જીવનમાં ધર્મનું સ્થાન વિશેષ મોટું છે અને હોવું જોઇએ ખરૂં. ઈશ્વરના ઉત્પન્ન કરવાના કામમાં ખેડૂત ખરેખર એક ભાગીદાર છે ઘણા પુરાણા ધર્મોમાં ખેડૂતના રોજના જીવનના દરેક કાર્ય સાથે ધર્મનો સંબંધ હોય છે. જો ખ્રિસ્તી મંડળી ગ્રામ્ય જનોને આકર્ષવા ઇચ્છતી હોય, તો ગ્રામ્ય જીવનમાં તથા ખેડૂતના કાર્યોમાં ધર્મનું સ્થાન બીલકુલ ઓછું કરવું જોઇએ નહિ. ખેડૂતનું કામ પવિત્ર છે, અને તેના કામની પવિત્રતા તથા ઈશ્વરની સાથે તેનું ભાગીદારપણું તથા સહકાર દર્શાવવા માટે અખ્રિસ્તી ગ્રામ્ય તહેવારો અતિશય અગત્યના છે.

વાવણીનો અથવા પ્રથમ વરસાદનો તહેવાર હિન્દુસ્તાનમાં બહુ પ્રચલિત છે. એટલુંજ નહિ પણ ચીન તથા આફ્રિકામાં ખેડૂતો તે સારા પ્રમાણમાં પાળે છે. તેમાં વરસાદની શરૂઆતને માટે ઈશ્વરની ઉપકારસ્તુતિ કરવામાં આવે છે અને ખેતર, બીઆં, ઓજારો તથા બળદો ઉપર ઈશ્વરનો આશીર્વાદ માગવામાં આવે છે. બીજું, હેબ્રી લોકોમાં

તેમ જ હિન્દુસ્તાનના તથા બીજા દેશોના રાની લોકોમાં પ્રથમફળનો દિવસ પાળવામાં આવે છે. ખ્રિસ્તી ખેડૂતો પણ પ્રથમફળનો દિવસ પાળે તો ઘણું સારૂં. ખળી બનાવવામાં આવે છે તે પ્રસંગને માટે પણ પ્રતિષ્ઠાનો કાર્યક્રમ આ પુસ્તકના બીજા ભાગમાં મળશે. આખી દુનિયાના ખ્રિસ્તી ખેડૂતો ફસલને માટે ઉપકારસ્તુતિનો દિવસ પાળે છે. જે ગામડાંમાં ઘરો કે છાપરાં કાચા સાધનથી બાંધવામાં આવે છે તે ગામોમાં દર વરસે કેટલાંક નવાં ઘરો બંધાય છે. નવાં ઘરોની પ્રતિષ્ઠાને માટે કાર્યક્રમ તૈયાર કરવામાં આવ્યો છે. પ્રતિષ્ઠાક્રિયાને માટે ગ્રામ્ય મંડળીમાં એક ખાસ દિવસ ઠરાવી શકાય, અથવા વારાફરતી સર્વ ઘરોની પ્રતિષ્ઠા થઈ શકે છે.

૩. **સન્માર્ગે લાવેલા અખ્રિસ્તી તહેવારો**—અખ્રિસ્તી તહેવારોમાં ભાગ લેવાનું પરીક્ષણ હજી ઘણાં વરસ સુધી આપણા ગ્રામ્ય ખ્રિસ્તી ભાઈઓને નડશે. તો શું, કોઈ એવા અખ્રિસ્તી તહેવારનું વાતાવરણ, તેના સંબંધો તથા પાળવાની રીતો એવાં છે કે ખ્રિસ્ત તથા તેની મંડળીને માટે તેને વાપરી શકીએ? આ તો એક વાંધાભરેલો પ્રશ્ન છે ખરો. અત્યાર સુધી ઘણુંકરીને ખ્રિસ્તીઓને એવું શિક્ષણ આપવામાં આવ્યું છે કે તેઓએ સર્વ અખ્રિસ્તી તહેવારોને ધિક્કારવા જોઈએ, અને તેમાં કાંઈ પણ જાતનો લાગભાગ રાખવો જોઈએ નહિ. પરંતુ એવો સંભવ છે, કે કેટલાક તહેવારોમાં કાંઈક સારૂં છે કે જે આપણે રાખવું જોઈએ અને ખ્રિસ્તને માટે પ્રતિષ્ઠિત કરવું જોઈએ. ખરેખર ખ્રિસ્તી મંડળીના ઇતિહાસમાં આને માટે જોઈએ તેટલા દાખલાઓ મળે છે. પ્રાચીનકાળમાં નાતાલ એક અખ્રિસ્તી તહેવાર હતો, પરંતુ તેને ખ્રિસ્તી મંડળીએ લીધો. ખ્રિસ્તના જન્મદિવસ તરીકે પાળવા લાગી અને અત્યારે તેનો જૂનો ઇતિહાસ લગભગ બધા ભુલી ગયા છે. જો આપણે કહીએ કે ખ્રિસ્તી મંડળીએ આ તહેવારને બાપ્તિસ્મા આપ્યું તો ખોટું કહેવાય નહિ. બીજા કેટલાક ખ્રિસ્તી તહેવારોમાં કાંઈક અખ્રિસ્તી ઇતિહાસ પણ માલૂમ પડે છે.

આપણે સ્પષ્ટ કરવું જોઈએ કે ગામડાંમાં પળાતા કેટલાક તહેવારો તો એટલા ખરાબ અને નુકસાનકારક છે કે તેને આપણે બીલકુલ

વાપરી શકતા નથી. આપણે ઈશ્વરની ઉપકારસ્તુતિ કરવી જોઈએ કે ખરાબમાં ખરાબ તહેવાર—હોળીની પાસે જ આપણો પવિત્ર તહેવાર ઇસ્ટર આવે છે. યોગ્ય તથા આકર્ષક રીતે અને પૂરા આનંદથી જો ઇસ્ટરનો ઉત્સવ ઉજવીએ તો આપણા લોકોને હોળીમાં ભાગ લેવાનું પરીક્ષણ નહિ જ રહે. ખરી વાત એ છે, કે હોળીના ખરાબ રીતરિવાજો તથા બિભત્સ ગીતો તથા શબ્દોને લીધે સારા હિન્દુ સુધારકો પણ તે તહેવારને નાબૂદ કરવા પ્રયત્નો કરે છે.

પરંતુ હિન્દુ નવું વરસ જે દિવાળી અથવા અજવાળાનો તહેવાર કહેવાય છે તેની વાત તદ્દન જુદી છે. જો ગ્રામ્ય ખ્રિસ્તી મંડળીઓ ખ્રિસ્તી રીતે દિવાળી પાળે તો ઘણો લાભ થાય. દિવાળીને લગતા કેટલાક રિવાજો, જેમકે ઘર તથા કંપાઉન્ડ સાફ કરવાનું, તથા શણગારવાનું, રોશની કરવાનું, તથા સગાંસ્નેહીઓની અરસપરસ મુલાકાત લેવાનું વગેરે, તે સારૂં તથા આકર્ષક છે. આ દુનિયામાં જગતના અજવાળું ઈસુ ખ્રિસ્તનું આગમન છે, એના સ્મરણમાં અત્યારે ઘણી મંડળીઓ દિવાળી પાળે છે. કેટલાક પ્રદેશોમાં દિવાળી વખતે ફસલ માટે ઉપકારસ્તુતિનો દિવસ ઉજવે છે. કેટલીક બીજી મંડળીઓમાં જે પાંચછ દિવસ આનંદોત્સવ કરવામાં આવે છે તેમાં ઉપકારસ્તુતિનો દિવસ પણ આવે છે. સાંગલી શહેરમાંની ખ્રિસ્તી મંડળી આવા ખ્રિસ્તી તહેવારો પાળવાને લગતું ઘણું સંસ્થાપક કામ કરતી આવી છે. તે મંડળીએ અજવાળારૂપ બાઇબલના પ્રચારને અંગે દિવાળીનો તહેવાર પાળ્યો છે. ડૉકટર જોન એલ. ગોહિને આ તહેવારનો હેવાલ લખ્યો છે, અને તે હેવાલ નીચે છાપવામાં આવ્યો છે, એ માટે કે આપણે જાણી શકીએ કે આ ક્ષેત્રમાં બીજી મંડળીઓ શું કરી રહી છે. ખરેખર, ખ્રિસ્તને માટે કેટલીક મંડળીઓએ દિવાળીને બાપ્તિસ્મા આપ્યું છે.

બીજો એક દિવસ ખ્રિસ્તી મંડળીમાં તેમજ અખ્રિસ્તી રાનીપ્રજાઓમાં ઘણે ઠેકાણે પાળવામાં આવે છે, તે મરણ પામેલાના સ્મરણનો કે યાદગીરીનો દિવસ છે. ખ્રિસ્તી મંડળીમાં તે સર્વે આત્માઓ તથા સર્વે સંતોનો દિવસ કહેવાય છે. આ દિવસ પણ ઘણી ખ્રિસ્તી ગ્રામ્ય મંડળીઓમાં પાળવામાં આવે છે અને તેની અસર ઘણી સારી છે. તે દિવસે

બધા ખ્રિસ્તીઓ ભેગા થઇને જો કોઇ સગાંસ્નેહી ગત વરસમાં મરણ પામ્યાં હોય તેનું સ્મરણ કરે છે, અને તેના જીવનને માટે ઈશ્વરપિતાની ઉપકારસ્તુતિ કરે છે.

બીજા કેટલાક ખાસ દિવસો લગભગ બધી મોટી મંડળીઓમાં પાળવામાં આવે છે, અને તે દિવસો ગ્રામ્ય મંડળીઓમાં પણ પાળવામાં આવે તો સારૂં. તેમાં નેશનલ ક્રિશ્ચિયન કૅાન્સિલ માટે ખાસ પ્રાર્થનાનો દિવસ છે, નેશનલ મિશનેરી સોસાએટીનો દિવસ છે, સાબ્બાથશાળાનો દિવસ, ટ્રાકટ સોસાએટીનો દિવસ, બાઈબલ સોસાએટીનો દિવસ તથા બાળકોનો રવિવાર. આવા દિવસો પણ મંડળીના વાર્ષિક કાર્યક્રમમાં હોવા જોઈએ.

## બાઇબલના પ્રકાશનો તહેવાર

### ડૉકટર જોન એલ. ગોહિનકૃત

હિન્દના ગ્રામ્ય ખ્રિસ્તીઓના જીવનમાં આનંદોત્સવના પ્રસંગો થોડા છે. અલબત, નાતાલ તથા નવા વરસના તહેવારો ઘણા આનંદથી ઉજવવામાં આવે છે, અને દિનપ્રતિદિન મંડળીઓ ઈસ્ટરનો અર્થ સમજીને તેને પણ ઉચ્ચ સ્થાન આપે છે. પરંતુ તેઓના જીવનમાં સામાજિક તથા આત્મિક જાગૃતિના પ્રસંગોનો વધારો જોઇએ છે, કારણ કે ઘણુંકરીને તેઓનું જીવન અરસિક લાગે છે.

દક્ષિણ મરાઠા પ્રદેશમાં આવેલા સાંગલી સ્ટેટમાં આ ગરજ પૂરી પાડવા માટે નવા ખ્રિસ્તી તહેવારો ખિલવવાના પ્રયત્નો કરવામાં આવે છે. આમાં સૌથી પહેલો બાઇબલનો તહેવાર છે, અને તે હિન્દુ દિવાળી કે રોશનીના તહેવાર વખતે થાય છે. આ તહેવારમાં આપણા ગ્રામ્ય ખ્રિસ્તીઓને માટે આપણે કેમ ખ્રિસ્તી આત્મા ન મૂકીએ? અને આ રોશનીના તહેવારમાં આપણા જીવનમાર્ગના પ્રકાશરૂપી બાઇબલથી એવો સારો આત્મા મળી શકે છે: "મારા પગોને સારૂ તારૂં વચન દીવારૂપ છે; તે મારા માર્ગને સારૂ અજવાળારૂપ છે."

દિવાળીના તહેવારમાં આ નવો આત્મા મૂકવાની પ્રથમ અજમાયશ અમે ૧૯૩૭ના ઓકટોબર મહિનામાં કરી હતી, અને અમારી આશા હતી તે ઉપરાંત અધિક સફળતા મળી. દશ દિવસનો કાર્યક્રમ રચવામાં

આવ્યો હતો. દરરોજ વ્યક્તિગત તથા સામુદાયિક શાસ્ત્રશિક્ષણ તથા શાંત પ્રાર્થના માટે ખાસ વખત ઠરાવ્યો હતો. કૌટુંબિક પ્રાર્થના ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો હતો. રોજ સવારે વહેલા ઊઠીને બધા સ્નાન કરી પ્રાર્થના કરવા બેઠા. સ્વચ્છતા એ પવિત્રતાનો સાથી છે, એ સિદ્ધાંત પ્રમાણે અમે ચાલતા હતા, અને ગ્રામ્ય લોકોએ તે સિદ્ધાંત શીખવો તો જોઈએ. ત્યાર પછી કેટલાક શાસ્ત્ર તથા સુવાર્તા વેચવા નીકળ્યા હતા. અમારો હેતુ એ હતો કે દરેક ખ્રિસ્તી ઘરમાં બાઈબલ કે નવો કરાર રાખવામાં આવે. જો કે આ હેતુ સંપૂર્ણ રીતે પાર પડ્યો નહિ, તોપણ પરિણામ ઘણું સારૂં આવ્યું. દરરોજ સાંજે સમાજનાં તમામ ભાઈબહેનો મધ્ય સ્થળોએ ભજનસેવા તથા શાસ્ત્રાભ્યાસને માટે ભેગાં થતાં હતાં. તે દિવસો દરમિયાન ઘણી જૂની તકરારો તથા ગેરસમજણોની સમાધાની થઈ, અને મંડળીમાં એક નવો આત્મા તથા ઉચ્ચ પ્રકારનો ભ્રાતૃભાવ જોવામાં આવ્યો. પવિત્ર આત્મા પોતાના લોકોનાં હૃદયોમાં કામ કરતો હતો.

ઑક્ટોબર ૩૧મી રવિવારને દિને બાઈબલનો રવિવાર પાળવામાં આવ્યો છે.

બધાં ભજનસ્થાનો શણગારવામાં આવ્યાં હતાં, અને બધા ખ્રિસ્તીઓ સ્વચ્છ તથા આનંદિત થઈને દેવની ઉપકારસ્તુતિ તથા આરાધના કરતા કરતા દેવળોમાં આવ્યા. સવારની ભજનસેવામાં બાઈબલનો નિરંતર ઉપયોગ તે મુખ્ય વિષય હતો. સાંજની ભજનસેવામાં ગામ તથા દેશના જીવનમાં બાઈબલ દીવારૂપ છે, તે વિષય રાખવામાં આવ્યો હતો. સાંજની સભા પહેલાં બધા ખ્રિસ્તીઓ ખ્રિસ્તી ફળિયામાં થઈને સરઘસના રૂપમાં ફર્યા, પછી તેઓ દેવળમાં આવ્યા. દરેકના હાથમાં નાની મીણબત્તી હતી. રાત પડી ત્યારે દેવળની આસપાસ તથા દરેક ખ્રિસ્તી ઘરની આસપાસ નાના દીવાઓ સળગાવવામાં આવ્યા. સાંજની ભજનસેવાની છેલ્લી ક્રિયા તરીકે બધાની નાની મીણબત્તી સળગાવવામાં આવી, અને દરેક ખ્રિસ્તીએ વચન આપ્યું કે મારો જીવનરૂપી દીવો હું ખ્રિસ્તને માટે પ્રકાશિત રાખીશ.

હવે ઘણા મહિના પછી ચોતરફથી એવી ખબર આવે છે કે આ તહેવાર પાળવાથી ઘણા ખ્રિસ્તીઓને પુષ્કળ આત્મિક લાભ થયો છે. સાંગલી સ્ટેટની ઓછામાં ઓછી દશ મંડળીઓમાં આ પ્રમાણે ખ્રિસ્તી

દિવાળી પાળવામાં આવી છે. વળી સુવાર્તા તથા શાસ્ત્રનું વેચાણુ ઘણા સારા પ્રમાણુમાં થયું હતું. હવે પછી બીજી ઘણી મંડળીઓમાં આ તહેવાર પાળવામાં આવશે, કેમકે સર્વને માલૂમ પડયું છે કે ઈશ્વરે તેને આશીર્વાદિત કર્યો છે. ખરેખર, તે પ્રસંગે આ ગ્રામ્ય ખ્રિસ્તી મંડળીઓમાં યહોવાહના મુખનો પ્રકાશ અમારા પર પડયો હતો!

## ગ્રામ્ય મંડળીના વરસનો એક માર્ગદર્શક કાર્યક્રમ

**નાતાલ**—ત્રણ કે ચાર દિવસનો કાર્યક્રમ. ત્યારપછી ઈસુ ખ્રિસ્તના જીવનચારિત્રનું શિક્ષણુ ઈસ્ટર સુધી આપવું.

**એપિફની**—એક દિવસની ખાસ સભા. સુવાર્તાપ્રચાર ઉપર ભાર મૂકવો.

**લેન્ટ.**—પ્રાર્થના તથા ધર્મજાગૃતિની સભાઓ ચાળીસ દિવસ સુધી દરરોજ થાય. ગ્રામ્ય ખ્રિસ્તીઓનું આત્મિક જીવન સુધારવાનો પ્રયત્ન કરવો. નવા ઉમેદવાર તૈયાર કરવાની ખાસ મુદ્દત રાખવી.

**પામ સન્ડે**—(જયવંત પ્રવેશનો રવિવાર)—આ દિવસે ઉમેદવારોને બાપ્તિસ્મા આપવામાં આવે.

**કષ્ટમય અઠવાડીઆનો ગુરુવાર**—આ દિવસે ઘણી મંડળીઓ પ્રભુ-ભોજન પાળે છે.

**ગુડ ફ્રાઈડે**—ઉપવાસનો દિવસ. પસ્તાવા તથા પ્રાર્થના માટે ખાસ સભા ભરી શકાય.

**ઈસ્ટર રવિવાર**—આખો દિવસ આનંદભરેલી સભાઓ થાય. આ દિવસે ઘણી મંડળીઓ પ્રભુભોજન પણુ પાળે છે. પેન્ટીકોસ્ટ સુધી સુવાર્તાપ્રચારનું કામ તથા મંડળી વિષે ખાસ શિક્ષણુ આપવામાં આવે.

**આકાશગમનનો દિવસ**—

**પેન્ટીકોસ્ટ**—પવિત્ર આત્માના દાન માટે ખાસ પ્રાર્થના તથા સગાં-વહાલાંને ખ્રિસ્તી સાક્ષી આપવાનો ખાસ દિવસ. પેન્ટીકોસ્ટ પછી ખ્રિસ્તી ગૃહજીવન વિષે ખાસ શિક્ષણુ આપવામાં આવે.

**વાવણી કે પ્રથમ વરસાદનો તહેવાર**—

**વાસ્તુ**—નવાં ખ્રિસ્તી ઘરોની પ્રતિષ્ઠા, ત્યારપછી ખ્રિસ્તી ચરિત્ર તથા જીવન વિષે શિક્ષણુ આપવામાં આવે.

**પ્રથમફળનો દિવસ.—**

**દિવાળી.**—કારભારીપણાનું ખાસ શિક્ષણ અપાય.

**ફેસલની ઉપકારસ્તુતિનો દિવસ.**—પછી નાતાલ સુધી ઈશ્વર તથા દુનિયાને તારણ આપવા માટે તેની યોજના સંબંધી ખાસ શિક્ષણ આપવામાં આવે.

## પ્રભુભોજન વારંવાર પાળવા વિષે

ગ્રામ્ય મંડળીઓમાં પ્રભુભોજન વારંવાર તથા નિયમિત રીતે પાળવામાં આવે એ અતિશય અગત્યનું છે. તે ભજનસેવા કરવાનો ઉત્તમોત્તમ પ્રસંગ છે. જે માર્ગદર્શક કાર્યક્રમ ઉપર દર્શાવવામાં આવ્યો છે તેમાંના ઘણા તહેવારો સાથે પ્રભુભોજન પાળી શકાય. જો બની શકે તો દરેક ગ્રામ્ય મંડળીમાં દર મહિને પ્રભુભોજન પાળવું જોઈએ. અવલોકન કરવાથી માલૂમ પડે છે કે ખરી ખ્રિસ્તી વૃદ્ધિને માટે પ્રભુભોજનનું નિયમિત પાલન ઘણું ઉત્તેજનદાયક ને ઉપયોગી સાધન છે.

## અભ્યાસની સૂચનાઓ

૧. તમારી મંડળીઓમાં કયા કયા ખ્રિસ્તી તહેવારો પાળવામાં આવે છે અને કેવી રીતે?

૨. તમારા પ્રદેશના અખ્રિસ્તીઓના બધા તહેવારોની યાદી કરો. દરેક તહેવારના મૂળ કે આરંભ વિષે તપાસ કરો. કેવી રીતે પાળવામાં આવે છે? પાળવાથી કયા કયા લાભ તથા ગેરલાભ થાય છે? લોકો કેટલા પ્રમાણમાં તેમાં ભાગ લે છે? ખ્રિસ્તીઓ કેટલા પ્રમાણમાં તેમાં ભાગ લે છે?

૩. ઉપરના તહેવારોમાં કયા કયા એવા છે કે ખ્રિસ્તીઓ તેઓને બદલીને પાળી શકે.

૪. એક વરસ માટે ખ્રિસ્તી તહેવારોનો એક માર્ગદર્શક કાર્યક્રમ તમારી પોતાની મંડળી માટે બનાવો. તેમાં દરેક મુદ્દતને અંતે કયું કયું શિક્ષણ આપવામાં આવે તેવી યાદી કરો.

૫. તમારી મંડળીમાં લેન્ટના ચાળીસ દિવસો પાળવાનો પૂરો કાર્યક્રમ તૈયાર કરો.

## પ્રકરણ ૬ઠું

# પૂજ્યભાવનું વાતાવરણ કેવી રીતે ઉત્પન્ન કરવું?

આપણા ગ્રામ્ય ખ્રિસ્તીઓનાં અંતઃકરણ તથા મન ભજનસેવાના ઉત્તમ નમૂનાને માટે પૂરેપૂરાં સિદ્ધ થયાં હોય તો આપણી તૈયારી કામમાં આવશે. ઈશ્વરના કૃપાસનમાંથી વહેતા જીવતા પાણીનાં ઝરણો પાસે તેઓ આવી શકે છે, અને તે પાણી પીવાથી તેઓના જીવનમાં મહાન બદલાણ થઈ શકે છે. પરંતુ જો વાતાવરણ સારૂં ન હોય, તો ભજન કરવાને બદલે આપણા ભાઈઓ તથા બહેનો કેવળ ઉપદેશકને ભજન કરતો જોશે અને તેમાં કાંઈ લાભ નથી. જે ભજનસેવા ચલાવનાર સાધારણ ગ્રામ્ય મંડળીને દેવનું ખરૂં મંદિર બનાવી શકે છે અને તેમાં દરેક તૃષિત જનને જીવતા પાણીના ઝરણ પાસે લાવી શકે છે તથા પ્રભુઓના પ્રભુની હજૂરમાં દરેક શોધકને આણી શકે છે તેને ધન્ય છે. આપણે ભજનસ્થાન, બીજાં સાધનો તથા ભજનસેવાના પ્રસંગો એવી રીતે વાપરી શકીએ છીએ કે તેની મારફતે સર્વે ભજનારાઓ ઈશ્વરની સમક્ષ આવીને ખરો આત્મિક સંતોષ પામી શકે છે.

વાત ખરી છે કે જેઓ આત્માથી તથા સત્યતાથી બાપનું ભજન કરી શકે છે તેઓ કેવળ અમુક પહાડ ઉપર અથવા યરૂશાલેમમાં ભજન નહિ કરશે. ખરા ભજનારાઓ સર્વ ઠેકાણે તથા સર્વ સમયે બાપનું ભજન કરી શકે છે. છતાં આપણી મંડળીઓમાં ઘણા એવા લોકો છે કે જે આત્માના ઉચ્ચ પ્રદેશોના માર્ગો જાણતા નથી. ભજનસેવામાં તેઓને ભોમિયો જોઈએ છે. ઘણુંકરીને ખ્રિસ્તીઓને ભજનસેવાનું ખરૂં વાતાવરણ જોઈએ છે. જે સ્થળે ઈશ્વરપિતાની સાથે સારા અનુભવો થયા છે, અને જ્યાં આપણું ધ્યાન ઈશ્વર તરફ ખેંચાય છે ત્યાં આપણે સારીપેઠે તેનું ભજન કરી શકીએ છીએ. ભજનસેવાનું વાતાવરણ તથા પૂજ્યભાવ કેવી રીતે ઉત્પન્ન કરી શકીએ, અને ખીલવી શકીએ તે સંબંધી કેટલીક સૂચનાઓ આ પ્રકરણમાં આપવા ઇચ્છીએ છીએ.

## ભજનસ્થાન

જે દરેક ગામડામાં ખ્રિસ્તી મંડળી કે ખ્રિસ્તી કુટુંબોની નાની ટોળી હોય, તે દરેક ગામડામાં ખાસ ભજનસ્થાન હોવું જોઈએ આ અતિશય અગત્યની વાત છે. તે ભજનસ્થાન કાચું અથવા થોડા કાળ પહોંચે એવું હોય તો ભલે, પણ ગ્રામ્ય ખ્રિસ્તીઓના ધાર્મિક જીવન તથા સામાજિક જીવનના કેંદ્રસ્થાન તરીકે ભજનસ્થાનની ખાસ જરૂર છે. જો ગ્રામ્ય ખ્રિસ્તીઓને પોતાનું ભજનસ્થાન હોય, તો તેઓની પોતાની નજરે તેના ધર્મની કિંમત વધે છે. વળી જો ખાસ ભજનસ્થાન ન હોય, તો નિયમિત તથા સંતોષકારક ભજનસેવા વારંવાર તેઓને અશક્ય લાગે છે, અને ભાર દઈને કહેવું જોઇએ કે દરેક નાની કે મોટી ખ્રિસ્તી ટોળીને પોતાનું નાનું દેવળ કે ભજનસ્થાન હોવું જોઇએ.

પશ્ચિમની મંડળીની મદદથી બાંધેલાં અથવા કિંમતી તથા પાકા સાધનથી બાંધેલાં મોટાં ભવ્ય દેવળો જરૂરનાં નથી અને ઘણીવાર ઇચ્છવાજોગ પણ નથી. મિશનનાં નાણાંથી બાંધેલાં મોટાં ભવ્ય દેવળ કરતાં જે નાનું કાદવની ભીંતવાળું તથા પરાળથી છાએલું દેવળ ગ્રામ્ય ખ્રિસ્તીઓ પોતે પોતાને ખરચે બાંધે છે તે સારૂં છે.

જ્યાં મંડળી મોટી છે ત્યાં મોટું દેવળ પણ જોઇએ છે, અને દરેક મંડળીની આર્થિક સ્થિતિ પ્રમાણે જેમ બને તેમ કાર્યમાં સુંદર તથા આકર્ષક દેવળ બાંધવું જોઇએ. આ બાબતમાં વૃદ્ધિ પામતી મંડળીઓના દાખલાઓ હિન્દના ઘણા વિભાગોમાં જોવામાં આવે છે. એંસી કે સો વરસ અગાઉ કેટલીક મંડળીઓ સાધારણ છાપરામાં પ્રભુનું ભજન કરતી હતી. તેઓને ઉત્તેજન આપવામાં આવ્યું; પરિણામે થોડાં વરસ પછી તેઓએ જરૂરી મોટાં તથા સારાં દેવળો બાંધ્યાં અને અત્યારે તેઓએ ઈંટ કે પથ્થરનાં મોટાં ભવ્ય આકર્ષક દેવળો બાંધ્યાં છે.

ઘણે ઠેકાણે દેવળ બાંધવાની જગા મેળવવી ઘણી મુશ્કેલ છે. ભજનસ્થાનને માટે કેટલાક પ્રાંતોમાં સરકાર જમીન આપતી નથી. એવા પ્રદેશોમાં મંડળીના ટ્રસ્ટી બોર્ડ કે આખી મંડળીની પ્રોપર્ટી સોસાએટી જમીન વેચાતી લે તો મંડળીની સહીસલામતી રહે. જમીનના

હક વિષે કાંઇ તકરાર જોઇએ નહિ. માટે ઘણી કાળજીથી તથા યોગ્ય સલાહ લઇને મંડળીએ જમીન લેવી જોઇએ. દેવળ બાંધવા માટે તથા એક નાનું કંપાઉન્ડ કે વાડી બનાવવા માટે જોઈએ તેટલી જમીન લેવી જોઇએ. જગા શાંત તથા ખ્રિસ્તી સમાજની વચ્ચે હોવી જોઇએ.

હિન્દનાં હજારો ગામડાંમાં સ્થિતિ એવી છે, કે ખ્રિસ્તીઓ એક નાનું મકાન પણ બાંધી શકતા નથી. જો તે પ્રદેશમાં વરસાદ ઓછો પડતો હોય તો એક મોટા ઝાડ નીચે ખાસ ભજનસ્થાનને માટે એક છાંયડાવાળી જગા જુદી કરી શકાય. ભજનસેવાના ચલાવનારને માટે એક નાનો ચબૂતરો કે ઓટલો બનાવી શકાય કે તે પર તે બેસે, અથવા કેટલાક પ્રદેશોમાં આખી મંડળીને માટે એક મોટો ચબૂતરો ભજન-સ્થાન માટે બનાવી શકાય. એક ગામડામાં એક સુંદર આકર્ષક તથા સસ્તું ભજનસ્થાન આ પ્રમાણે તૈયાર કરવામાં આવ્યું: એક મોટા ઝાડ નીચે એક નાનો વાડો બનાવ્યો અને તેની આસપાસ કરણનાં ઝાડો પાસે પાસે રોપવામાં આવ્યાં. આ નાના વાડાને એક છેડે ૭ ફૂટ સમચોરસ અને ૭ ફૂટ ઊંચું જેની ત્રણે બાજુ ખુલ્લી અને ઉપર છપ્પર જેવો ઘુમટ બાંધેલો હતો આ નાના ઘુમટની અંદર એક નાની મેજ અને વધસ્તંભનો આકાર તથા એક બાઈબલ રાખવામાં આવ્યાં હતાં. ભજનસેવા વખતે આ ઓટલા ઉપર ઊભા રહીને આગેવાન સભા ચલાવતો હતો અને બધા ભજનારાઓ તેની આસપાસ જમીન પર બેસતા. ઘુમટમાં થોડાં સારાં ચિત્રો પણ રાખવામાં આવેલાં હતાં. તે મંડળીના ખ્રિસ્તીઓ વારંવાર ત્યાં એકલા પણ ભજન કરવા જાય છે. તેઓ ત્યાં ઘુમટ નીચે બેસે છે અથવા ઘૂંટણે પડે છે, શાસ્ત્ર વાંચે છે, તથા પ્રાર્થના કરે છે. ઘણાં ગામડાંમાં આવું ભજનસ્થાન વિશેષ આકર્ષક તથા ઉપયોગી થઈ પડે છે.

ઉત્તર હિન્દનાં ઘણાં ગામડાંમાં કોઇ ખ્રિસ્તી ભાઈના ઘર પાસે એક ઓટલો કે ચબૂતરો બનાવવામાં આવે છે. ભજનસેવાના પ્રસંગે એક શેતરંજી પાથરવામાં આવે છે, અને વચમાં જ્યાં આગેવાન બેસે ત્યાં વધસ્તંભનો આકાર અથવા પ્રભુ ઈસુ ખ્રિસ્તનું એક ચિત્ર મૂકવામાં આવે છે. એક નાની નીચી મેજ પર એક ધોળું કપડું પાથરવામાં આવે છે, અને તેના ઉપર શાસ્ત્ર તથા ફૂલદાની મૂકવામાં આવે છે.

બેસવાની જગાઓ બતાવવા માટે ચાકથી લીટીઓ દોરવામાં આવે છે. જ્યારે ભજનારાઓ આવે છે, ત્યારે પોતાનાં ચંપલો ઉતારીને પૂજ્યભાવથી આ ઓટલા પર સીધી હારમાં બેસે છે. આ કદાચ સૌથી સરળ વ્યવસ્થા છે.

ગુજરાતની લગભગ દરેક મંડળીમાં જે સાધનો સાધારણ ગ્રામ્ય લોકો પોતાનાં ઘરો બાંધવા વાપરે છે તે લઈને નાનું સરખું દેવળ બાંધી શકાય છે, અને નળીઆંનું છાપરૂં મૂકી શકાય છે. તેની આસપાસ એક નાની વાડી બનાવવી જોઇએ, જેથી સર્વ લોકો જાણી શકે કે આ ભજનસ્થાન છે. તે એવા આકારમાં બાંધવું જોઇએ કે તે દરરોજ આખો દિવસ ખુલ્લું રાખવામાં આવે, એ સારૂ કે શાંત પ્રાર્થનાને માટે કોઈપણ ખ્રિસ્તી ત્યાં જઈ શકે; પરંતુ એવી વ્યવસ્થા પણ કરવી જોઇએ કે તે દેવળ બકરાંનો વાડો ન થાય.

ગ્રામ્ય ખ્રિસ્તી દેવળ એવી રીતે બાંધવું જોઇએ કે તે જોઇને પૂજ્યભાવની લાગણી ઉત્પન્ન થાય. તોપણ ગ્રામ્ય ખ્રિસ્તીઓને એવું ભાન હોવું જોઇએ કે આ અમારૂં દેવળ છે, અમે બાંધ્યું છે, તે અમારા આત્માનું ઘર છે અને અમારા પ્રભુનું ઘર છે. બાંકડા તથા બીજો એવો સરસામાન ન હોય તો ગ્રામ્ય જનોને વધારે આકર્ષક લાગે છે. ઘણુંકરીને બાંકડા તથા ખુરસીઓ નડતરરૂપ, વિચિત્ર તથા પરદેશી લાગે છે, અને તેની પાછળ નકામો ખર્ચ થાય છે. જમીન પર ઘેર બનાવેલી સાદડીઓ કે શેતરંજીઓ પાથરવામાં આવે તો બહુ સારૂં દેખાય છે. ઘણાં એવાં ગ્રામ્ય દેવળોમાં મોટાં મેજ તથા સિંહાસનોને બદલે એક નાની ઊંચી કરેલી જગા બાંધવામાં આવે છે અને તેના ઉપર શેતરંજી પાથરે છે અને ત્યાં ભજનસેવા ચલાવનાર બેસે છે.

ગ્રામ્ય દેવળો બાંધવામાં પશ્ચિમની રીત પ્રમાણે બાંધવું જોઇએ કે હિન્દની બાંધણીની રીત પ્રમાણે બાંધવું જોઇએ એ એક પ્રશ્ન છે. જો ખ્રિસ્તી ભજનસ્થાનો બાંધવામાં આ દેશની બાંધણીની કળા વાપરી શકીએ તો વિશેષ આકર્ષક દેવળો બંધાશે. ઘણાં દેવળો બિલકુલ આકર્ષક નથી અને તેની બાંધણીમાં કાંઇપણ જાતની સુંદરતા કે કળા

માલૂમ પડતી નથી. જોકે આપણે તદ્દન સસ્તું મકાન બાંધીએ તોપણ તેનો આકાર ને બાંધણી એવાં હોવાં જોઇએ કે જોનારને તરત ખબર પડે કે આ પ્રભુનું ભજન કરવા માટે ખાસ સ્થાન છે. ગુજરાતની મંડળીને એક પ્રવીણ ખ્રિસ્તી શિલ્પશાસ્ત્રીની ઘણી જરૂર છે. દેવળો બાંધવામાં તે દરેક મંડળીને એવી સારી સલાહ આપી શકે કે તેથી ખરચ બચી જાય એટલું જ નહિ પણ દેવળો વિશેષ સુંદર, આકર્ષક, તથા પૂજ્યભાવ ઉત્પન્ન કરે એવાં બને. જો આપણી ઇચ્છા હોય કે દરેક બાબતે આપણી મંડળીમાં કેવળ પશ્ચિમ મંડળીઓની નકલ ન થાય પણ ખરી હિન્દી મંડળી બને તો આ બાંધણીઓ પર ખાસ ધ્યાન આપવું જોઇએ. હિન્દની બાંધણીકળા બહુ સારી છે. આપણી સંસ્કૃતિનો આત્મા તે વડે દર્શાવવામાં આવે છે. જો આ બાંધણીકળાનો સદુપયોગ ખ્રિસ્તી મંડળી કરે, તો તે ખ્રિસ્તી મંડળીને એક ખરી ઉપયોગી દાસી થાય એટલું જ નહિ પણ આપણો ધર્મ તેને લીધે વધારે આકર્ષક નીવડે. ખ્રિસ્તી મંડળીનો સંદેશો કેવળ ભાષણથી કે શબ્દથી પ્રગટ કરવામાં આવતો નથી, પરંતુ બાંધણી તથા બીજી એવી કળાઓમાં પણ તેનો સંદેશો આપણે પ્રગટ કરીએ છીએ. જેમ આપણે ખ્રિસ્તની સુવાર્તા આપણા પ્રિય દેશની માતૃભાષાઓમાં પ્રગટ કરીએ છીએ તેમ આપણા દેશની દેશી કળાઓ મારફતે પણ તે પ્રગટ કરવી જોઇએ. જો આપણે એમ કરીએ તો પેન્ટીકોસ્ટના દિવસે કહેવામાં આવ્યું તેમ લોકો બોલશે, કે જુઓ આપણે "આપણી પોતપોતાની ભાષાઓમાં દેવનાં મોટાં કામો વિષે તેઓને બોલતાં સાંભળીએ છીએ."

જે કોઈ આ વિષય ઉપર વધારે ધ્યાન આપવા ઇચ્છતા હોય તેમણે ડૉક્ટર દાનીએલ જે. ફ્લેમિંગનું **સુંદરતાનો વારસો** એ નામનું પુસ્તક વાંચવું જોઈએ. તે પુસ્તકમાં કરવામાં આવેલું વિવેચન તેમજ ચિત્રો માર્ગદર્શક થાય એવાં છે. એશિઆ તથા આફ્રિકા ખંડોમાં ખ્રિસ્તી દેવળો બાંધવામાં દરેક દેશની કળાઓ કેવી રીતે વપરાય છે તે સંબંધી ડૉક્ટર ફ્લેમિંગ સારૂં વિવેચન કરે છે. છેવટે ખ્રિસ્તી દેવળ આપણો ધર્મ પ્રગટ કરવાનું એક સારૂં સાધન છે માટે જેમ બને તેમ તે કાયમ, સુંદર, આકર્ષક, દેશી કળાઓ પ્રમાણે, તથા પૂજ્યભાવ ઉત્પન્ન કરે, એવું બાંધવું જોઈએ.

ભજનસ્થાન શણુગારવાને માટે ચિત્રો તથા બીજાં સાધનના ઉપયોગ વિષે હજી થોડી સૂચનાઓ કરવી જોઈએ. પૂજ્યભાવ ઉત્પન્ન કરવાને માટે સારાં ચિત્રો ઘણાં ઉપયોગી છે. પ્રખ્યાત ચિત્રકાર ડા વીંસીનું ચિત્ર **છેલ્લું ભોજન**, એ. ડી. થોમસનું ચિત્ર **ખ્રિસ્ત પ્રભાત**, તથા હોલમન હન્ટનું ચિત્ર **જગતનું અજવાળું**, એ આપણા આત્માને તરત ઈસુ ખ્રિસ્ત તરફ આકર્ષે છે. જો દરેક દેવળમાં તે કે તેના જેવાં બીજાં ચિત્રો મૂકવામાં આવે તો ઘણું સારૂં. એવાં ચિત્રો બહુ મોંઘાં નથી, અને ફ્રેમનું ખર્ચ ઘણું ઓછું છે. આપણે જરૂર આપણા લોકોને એવાં આકર્ષક સાધનનો લાભ આપવો જોઈએ.

ભજનસ્થાનમાં વધસ્તંભનો આકાર રાખવો જોઈએ કે નહિ, એ પણ મોટો પ્રશ્ન છે, પરંતુ ખ્રિસ્તી ધર્મના સોથી પ્રખ્યાત ચિહ્ન તરીકે જો પ્રભુના મેજ પર, દેવળના ઘુમટ પર, મોભને છેડે, અથવા બીજા યોગ્ય સ્થાને એ હોય તો કંઈ ભારે વાંધો નહિ જ ગણાય. આપણે કદી તેની પૂજા કરતા નથી, પરંતુ ખ્રિસ્તના અર્પણ તરીકે, ખ્રિસ્ત પ્રત્યે મન આકર્ષવા માટે તથા પવિત્ર વિચારો સૂચવવા માટે તે આટલો ઉપયોગી છે કે અત્યારે લગભગ બધી મંડળીઓ એને દેવળમાં રાખે છે, અને પરિણામ ઘણું સારૂં માલૂમ પડે છે.

હિન્દુસ્તાનમાં ઘણા પ્રાચીનકાળથી ભકતો પૂજામાં ફૂલનો ઉપયોગ કરે છે. ખ્રિસ્તી ભજનસેવામાં આપણે કેવી રીતે ફૂલનો ઉપયોગ કરી શકીએ તે સંબંધીના અભ્યાસની ખાસ જરૂર છે. ફૂલ એ ઈશ્વરના સોંદર્ય, પરાક્રમ, તથા માણસ પ્રત્યે તેના પ્રેમની નિશાનીઓ છે. એ ધ્યાનમાં લઈને એનો ઓછામાં ઓછો એટલો ઉપયોગ તો કરી શકીએ કે દરેક ભજનસેવા વખતે શોભાને માટે તથા ઈશ્વરના હસ્તકામના એક ઉત્તમ આકર્ષક દાખલા તરીકે તે મેજ પર રાખીએ.

દેવળ બાંધવામાં તથા શણુગારવામાં ખ્રિસ્તી ચિહ્નો વાપરવાં જોઇએ. કેટલાંક એૈતિહાસિક ચિહ્નો જેમકે તારો, વધસ્તંભ, દ્રાક્ષાવેલો, રોટલી, ઘઉંની પૂળી, કબૂતર, દીવો, હલવાન, મુગટ, વગેરે આકર્ષક છે, તેમજ ખ્રિસ્તી ધર્મની ઉંચામાં ઉંચી વાતો તરફ ધ્યાન ખેંચે છે. તેની સાથે હિન્દનાં કેટલાંક ધાર્મિક ચિહ્નોનો ઉપયોગ પણ કરી શકીએ. બોરસદનું

પ્રેસ્બિટેરીઅન દેવળ, જે હિન્દુસ્તાનનું એક સુંદરમાં સુંદર ગ્રામ્ય દેવળ છે, તેમાં આ ધાર્મિક ચિહ્નોનો ઉપયોગ વિશેષ કરવામાં આવ્યો છે. તેના મોટા કોતરેલા દરવાજાઓ, કાંગરીઓ, સિંહાસન, પ્રભુભોજનનું મેજ તથા બીજાં ઘણે ઠેકાણે પીપળાનું પાંદડું, કમળ તથા ખ્રિસ્તી ચિહ્નો બહુ સુંદર રીતે કોતરેલાં છે. આ દેવળની બારીઓમાં તથા સ્ટીવનસન ડિવિનિટિ કોલેજની બારીઓમાં ગુજરાતની એક પ્રખ્યાત જૂની કળા એટલે પથ્થરની ઝીણી કારીગરીથી કોતરેલી જાળીઓ રાખવામાં આવી છે. આવી રીતે દરેક દેશની કળા ઈશ્વરની સેવામાં તથા ભક્તિમાં વાપરવામાં આવે છે.

## પૂજ્યભાવ ઉત્પન્ન કરવામાં આગેવાનનું સ્થાન

પૂજ્યભાવ ઉત્પન્ન કરવાનો ઘણો આધાર ઉપદેશક કે ચલાવનારના ભાવ તથા વલણ ઉપર રહેલો છે. જો ભજનસેવા ચલાવવામાં આગેવાન શાંતિ તથા પૂજ્યભાવ બતાવે તો સર્વ ભજનારાંઓનાં મન પર એવી છાપ પડશે કે આપણે ખરેખર પરમ પવિત્ર ઈશ્વરની હજૂરમાં તથા તેની ઉચ્ચ સેવામાં છીએ. જો ઉપદેશક તૈયાર થયા વગર તથા બેદરકારીથી ભજનસેવા મંદતાથી ચલાવે અથવા લોકોને હસાવે તો પૂજ્યભાવ બીલકુલ રહેશે નહિ. તેની ચાલમાં, હાવભાવમાં તથા અવાજમાં ગંભીરતા, પૂજ્યભાવ તથા પ્રકાશિત આનંદ માલૂમ પડવાં જોઇએ. દુઃખની વાત છે, કે કેટલાક ઉપદેશકો પ્રાર્થનામાં તથા ભાષણમાં બહુ વિચિત્ર અને શોકજનક અવાજ વાપરે છે અને ઘણા ભજનારાંઓ માને છે કે તે કેવળ ઢોંગ કરે છે. ભજનસેવા ચલાવનારના શરીરનું વલણ, અવાજ તથા હાવભાવમાં પૂજ્યભાવ તથા મોટાઈ હોવાં જોઈએ.

પૂજ્યભાવ ઉત્પન્ન કરવા માટે ચલાવનારનું સ્થાન વિશેષ ઊંચું છે. જો ચલાવનાર મોડો આવે અને સભાની આગળ આવ્યા પછી ગીતો તથા શાસ્ત્રપાઠો પસંદ કરે તો તે પોતાના લોકોને ભજનસેવામાં દોરી શકશે જ નહિ. એની વર્તણૂંક ઉપરથી બધા સમજી જશે કે ભજનસેવા એક જુજ બાબત છે, અને પૂજ્યભાવને બદલે બેદરકારી તથા કંટાળો માલૂમ પડશે. આગળથી દરેક ગીત પસંદ કરવું જોઈએ, દરેક શાસ્ત્રપાઠ બે ત્રણ

વખત વાંચવો જોઈએ, ભાષણ તૈયાર કરવું જોઇએ અને ચલાવનારના પોતાના મનમાં ખરો પૂજ્યભાવ હોવો જોઈએ.

ભજનસેવા ચલાવનારે પોતાની મંડળીનાં બાળકોને તેમજ પ્રૌઢ માણસોને પ્રભુનું ભજન કરતાં શિખવવું જોઈએ. પૂજ્યભાવમાં તેનો નમૂનો અગત્યનો છે ખરો, પણ તેની સાથે શિક્ષણ પણ જોઈએ છે. પ્રભુના ભજનનો અર્થ શો છે, ભજનસેવામાં શું થાય છે, તથા શો લાભ છે, ભજનસેવામાં કેવી રીતે ભાગ લેવો જોઈએ, કેવી રીતે વર્તવું જોઈએ એ બધી વાતો આપણે આપણી મંડળીઓને શિખવવી જોઈએ. ભજન-સેવામાં આપણે નવાં ગીતો શીખવાં નહિ જોઈએ, કેમકે ભજનારાઓને ગીત ન આવડયાથી તેઓ ભાગ લઈ શકતા નથી. નવાં ગીતો શીખવાને માટે વારંવાર ખાસ વખત રાખવો જોઈએ, અને લોકો નવાં ગીતો સારી-પેઠે જાણે ત્યારે તે ભજનસેવામાં વાપરવાં જોઈએ.

ઘણા ઉપદેશકોને માલૂમ પડયું છે કે ભજનસેવાનું વાતાવરણ ઊભું કરવાને એક ધોળો કે કાળો ઝભો પહેરવો તે મદદરૂપ છે. ઘણી મંડળીઓમાં તે ફરજિયાત છે. જોકે આપણે તદ્દન નાના ગામડામાં ભજનસેવા ચલાવતા હોઈએ તોપણ એવા ઝભા પહેરવાથી ભજનારાઓને માલૂમ પડે છે કે આ તો ખાસ પૂજ્યભાવનો પ્રસંગ છે અને એમ ભજન-સેવાનું વાતાવરણ વિશેષ સારૂં થાય છે. એવા ઝભા વિષે વધારે માહિતી જોઈતી હોય તો નીચેનાં બે સરનામાં ઉપર લખવાથી વધતી માહિતી મળશે: એમ. ઈ. મિશન, ગાઝીઆબાદ, યુ. પી., અથવા મિશન ઈન્ડસ્ટ્રીઅલ સ્કૂલ, સાગર. સી. પી. આ બે ઠેકાણે આવા ખાસ પોષાક સસ્તા તથા સારા મળે છે.

## કેટલીક પરચુરણ સૂચનાઓ

૧. દેવળમાં ખુરસી કે બાંકડા ન હોય ત્યાં કેટલેક સ્થળે જમીન પર ચાકથી ઊભી તથા આડી એવી લીટીઓ દોરે છે. એથી ૨ ફૂટ સમચોરસ જગા દરેક બેસનારા માટે તૈયાર થાય છે, અને વચ્ચે ચાલવાની ખાલી જગા રાખવામાં આવે છે. જે પ્રથમ આવે તે ભીંત તરફ પાસેની પહેલી હારમાં છેલ્લી બેઠકે બેસે છે. એવી રીતે એક બાજુ

સ્ત્રીઓ તથા બીજી બાજુ પુરુષો બેસે છે. જેઓ મોડા આવે છે તેઓ પાસેની ખાલી જગામાં બેસે; એ રીતે મોડા આવનારા કોઇનું ધ્યાન ખેંચતા નથી.

૨. દરવાજાની બહાર હાથપગ ધોવાની સગવડ કરવામાં આવે છે એ માટે કે બધાં સ્વચ્છ થઈને ઈશ્વરના ઘરમાં આવી શકે. ચંપલ કે જોડા ભજનસ્થાનમાં પહેરવાં નહિ.

૩. દરેક ભજનારા જ્યારે પોતાની જગાએ બેસે ત્યારે શાંત પ્રાર્થના કરવી જોઈએ, માંહેમાંહે વાતચીત કરવી જોઈએ નહિ. વાતચીત કરવાનું સ્થાન દેવળની બહાર અને સભા પછી છે.

૪. એવી ટેવ પાડવી જોઈએ કે બધા લોકો બરાબર નહાઈને સ્વચ્છ લૂગડાં પહેરીને તથા વાળ સારીપેઠે ઓળીને સભામાં આવે.

૫. દરેક ભણેલા ભજનારની પાસે બાઈબલ તથા ગીતની ચોપડી હોવાં જોઈએ. દરેક અભણ ખ્રિસ્તીને વાંચતાં કરવાં જોઈએ.

૬. પ્રાર્થના કરવામાં આવે અથવા શાસ્ત્ર વાંચવામાં આવે ત્યારે કોઈએ અંદર આવજા કરવી ન જોઈએ. પ્રાર્થના કે શાસ્ત્રવાચન પૂરું થાય ત્યાં સુધી મોડા આવનારે દરવાજાની બહાર ઊભા રહીને શાંત પ્રાર્થના કરવી જોઇએ.

૭. પ્રાર્થનામાં શરીરના અંગની સ્થિતિ અગત્યની છે. જ્યાં બાંકડા નથી ત્યાં ભજનારાઓ સ્વાભાવિક રીતે માથું નમાવે, હાથ જોડે, અને પલાંઠી વાળીને પ્રાર્થના કરવા બેસે. જુદા જુદા પ્રદેશોમાં તથા જુદી જુદી મંડળીઓમાં જુદા જુદા રિવાજો છે, પણ કોઇએક મંડળીમાં બધાએ સરખી રીતે કરવું જોઇએ.

૮. જ્યાં કેવળ ચબૂતરો કે ઓટલો હોય ત્યાં ભજનસેવા પ્રસંગે ખાસ શેતરંજી પાથરવી જોઇએ.

૯. જે માણસ ભજનસ્થાનની સંભાળ રાખે છે તે એક ઉત્તમ પ્રકારની સેવા બજાવે છે. ભજનસ્થાન હમેશાં તદ્દન સાફસુફ રાખવું, વાડી આકર્ષક તથા સુંદર રાખવી, ભજનસ્થાન સભાને માટે તૈયાર કરવું, એ કામો ઘણાં સારાં છે. ગ્રામ્ય મંડળીઓમાં જુવાનોની ટોળી આ કામ

કરી શકે છે, અથવા દરેક કુટુંબ વારા પ્રમાણે એક અઠવાડીઉં કે મહિના સુધી આ સ્વયંસેવા કરી શકે છે. ગ્રામ્ય મંડળીઓમાં આ બધું કામ તે કેવળ સ્વયંસેવાથી થવું જોઇએ.

## અભ્યાસની સૂચનાઓ

૧. પૂજ્યભાવ ઉત્પન્ન કરવા માટે જૂના કરારમાં જે બધા વિધિઓ આપવામાં આવ્યા હતા તેનો અભ્યાસ કરો. અન્ય ધર્મોમાં પૂજ્યભાવ જાળવવા કઇ કઇ રીતો છે, જેમકે ચંપલ ઉતારવાનું, વગેરે, વગેરે તે ધ્યાનમાં રાખો.

૨. તમારા ગામ કે કસ્બામાં દરેક અખ્રિસ્તી ભજનસ્થાનનું અવલોકન કરો. તેનો નકશો પણ દોરો.

૩. જે બધાં દેવળો તમે જોયાં છે તે વિષે નીચે દર્શાવેલી બાબતો પ્રમાણે તપાસ કરો.

अ. કેટલી ગ્રામ્ય ખ્રિસ્તી મંડળીઓમાં દેવળ છે?

ब. આ દેવળો કેવી રીતે બાંધવામાં આવ્યાં છે?

क. તેને માટે નાણું કોણે આપ્યાં?

ड. મકાન શાથી બાંધેલું છે?

इ. પશ્ચિમની બાંધણી પ્રમાણે કે દેશી બાંધણી પ્રમાણે બાંધેલું છે?

फ. બાંધવામાં કયાં કયાં ચિહ્નો વપરાયાં છે?

૪. વલસાડની ઇશ્વરવિદ્યાશાળામાં એક યોજના કરવામાં આવી હતી; તે બીજાઓને કદાપિ માર્ગદર્શક થાય. એના બધા વિદ્યાર્થીઓ અગાઉ ગ્રામ્ય શિક્ષકો હતા. એક વર્ગમાં દરેક વિદ્યાર્થીએ પોતાના ગામને માટે દેવળ બાંધવાની યોજના તૈયાર કરી હતી. ગામના ખ્રિસ્તીઓને કેવી રીતે જાગૃત કરવા તથા નાણાં કેવી રીતે મેળવવાં તે સંબંધી યોજના કરી હતી. ત્યાર પછી દેવળનો નકશો બનાવ્યો તથા ખર્ચનો અંદાજ તૈયાર કર્યો, અને જે દેવળ બાંધવાનું હતું તેનું ચિત્ર પણ દરેકે તૈયાર કર્યું હતું.

૫. દેવળમાં ચિત્રો રાખવા સંબંધી કેટલાક કહે છે, કે આપણે દેવળમાં ચિત્રો રાખવાં ન જોઇએ, રખેને હિન્દુ તથા મુસલમાન ચિત્રો

આપણા ઉપર મૂર્તિપૂજા કરવાનો આક્ષેપ મૂકે. તેના જવાબમાં શું કહી શકીએ ?

૬. આપણા પ્રદેશમાં કયા કયા ગૃહઉદ્યોગ કે કઇ કઇ કળાઓ છે કે જેનો ઉપયોગ પ્રભુનું ઘર બાંધવામાં કે શણગારવામાં કરી શકીએ ? દાખલા તરીકે :—

કોતરકામ ( લાકડું અથવા પથ્થર ).

પથ્થરની જાળીઓ.

ભરતકામ, વણાટકામ.

૭. ખ્રિસ્તી સંદેશો પ્રગટ કરવા માટે કયાં કયાં ચિહ્નો વિષે જાણો છો ?

# ભાગ બીજો

## ભજનસેવાના માર્ગદર્શક કાર્યક્રમો

તથા

## ખ્રિસ્તી તહેવારો માટે માર્ગદર્શક સૂચનાઓ

## બાઈબલના શબ્દોમાં ભજનસેવાનો કાર્યક્રમ

**નોંધ:**—હિન્દી ભાષા બોલતી ઘણી મંડળીઓ આ કાર્યક્રમ વાપરે છે. તે સરળ, આકર્ષક તથા શાસ્ત્રની ઉમદા ભાષામાં તૈયાર કરવામાં આવ્યો છે. ગ્રામ્ય મંડળીઓમાં તે વિશેષ ઉપયોગી થઇ પડે.

**આગેવાન**—આવો, આપણે યહોવાહની આગળ ગાઇએ;
આપણા તારણના ખડકની આગળ હર્ષનાદ કરીએ.
ઉપકારસ્તુતિ સાથે તેની હજૂરમાં આવીએ,
અને ગીતોથી તેની આગળ હર્ષનાદ કરીએ.
યહોવાહ તેજ દેવ છે, એમ તમે માનો;
તેણે આપણને ઉત્પન્ન કર્યાં છે, અને આપણે તેના જ છીએ;
આપણે તેના લોક તથા તેના ચારાનાં મેંઢાં છીએ.
(ગીત. ૯૫; ૧, ૨ : ૧૦૦; ૩).

**ઉપકારસ્તુતિનું ગીત.**

**આગેવાન**—આપણે ઈશ્વરપિતાની આજ્ઞાનું સ્મરણ કરીએ.
**સર્વ**—એક જ દેવને માનવો.
મૂર્તિપૂજા કરવી નહિ.
ઈશ્વરનું નામ અમથું લેવું નહિ.
પ્રભુના દિવસને પવિત્ર પાળવાને યાદ રાખો.
બાપનું તથા માનું સન્માન રાખો.
ખૂન કરવું નહિ.
વ્યભિચાર કરવો નહિ.
ચોરી કરવી નહિ.
જૂઠી સાક્ષી પૂરવી નહિ.
લોભ રાખવો નહિ.

આગેવાન—પહેલી તથા મોટી આજ્ઞા એ છે, કે ઓ ઈસ્રાએલ, સાંભળ; પ્રભુ આપણો દેવ તે એકજ છે; અને તારા પૂરા હૃદયથી, ને તારા પૂરા જીવથી, ને તારી પૂરી બુદ્ધિથી, ને તારા પૂરા સામર્થ્યથી પ્રભુ તારા દેવ પર તું પ્રીતિ કર. અને બીજી એ છે, કે જેમ તું પોતા પર પ્રીતિ કરે છે તેમ તારા પડોશી પર પ્રીતિ કર.

(માર્ક ૧૨ ; ૨૯–૩૧).

સર્વ—હે પ્રભુ, આ તારી પવિત્ર આજ્ઞાઓ પાળવા તથા તારાં વચનો સ્વીકારવા તું અમને કૃપા આપ.

**પ્રાર્થનારૂપી ગીત :—**

આગેવાન :—ઓ વૈતરૂં કરનારાઓ તથા ભારથી લદાએલાઓ, તમે સઘળા મારી પાસે આવો, ને હું તમને વિસામો આપીશ. આત્મામાં જેઓ રાંક છે તેઓને ધન્ય છે ;

સર્વ :—કેમકે આકાશનું રાજ્ય તેઓનું છે

આગેવાન :—જેઓ શોક કરે છે તેઓને ધન્ય છે ;

સર્વ—કેમકે તેઓ દિલાસો પામશે.

આગેવાન :—જેઓ નમ્ર છે તેઓને ધન્ય છે ;

સર્વ:—કેમકે તેઓ પૃથ્વીનું વતન પામશે.

આગેવાન:—જેઓને ન્યાયીપણાની ભૂખ તથા તરસ છે તેઓને ધન્ય છે;

સર્વ:—કેમકે તેઓ ધરાશે.

આગેવાન :—દયાળુઓને ધન્ય છે ;

સર્વ:—કેમકે તેઓ દયા પામશે.

આગેવાન :—મનમાં જેઓ શુદ્ધ તેઓને ધન્ય છે ;

સર્વ:—કેમકે તેઓ દેવને જોશે.

આગેવાન :—સલાહ કરાવનારાઓને ધન્ય છે;

સર્વ:—કેમકે તેઓ દેવના દીકરા કહેવાશે.

આગેવાન :—ન્યાયીપણાને લીધે જેઓની સતાવણી કરાય છે તેઓને ધન્ય છે ;

સર્વ:—કેમકે આકાશનું રાજ્ય તેઓનુ છે.

આગેવાન:—એ માટે તમે જઇને સર્વે દેશનાઓને શિષ્ય કરો; બાપ તથા દીકરા તથા પવિત્ર આત્માને નામે તેઓને બાપ્તિસ્મા આપતા જાઓ; મેં તમને જે જે આજ્ઞા કરી તે સર્વે પાળવાનું તેઓને શિખવતા જાઓ; અને જુઓ, જગતના અંત સુધી હું સર્વકાળ તમારી સાથે છું (માત્થી ૨૮; ૧૯, ૨૦).

ભાઇઓ, અમે શું કરીએ?

સર્વ:—પસ્તાવો કરો, અને ઇસુ ખ્રિસ્તને નામે તમારામાંનો દરેક બાપ્તિસ્મા પામો, કે તમારાં પાપનું નિવારણ થાય;

આગેવાન:—અને તમને પવિત્ર આત્માનું દાન મળશે. કેમકે તે વચન તમારે સારૂ, તમારાં છોકરાંને સારૂ તથા જેઓ દૂર છે તેઓને સારૂ, એટલે આપણો દેવ પ્રભુ જેટલાંને પોતાની પાસે બોલાવશે તે સર્વને સારૂ છે (પ્રે. કૃ. ૨; ૩૮, ૩૯).

સર્વ—માટે જે જે તમે ચાહો છો કે બીજા માણસ તમને કરે, તે તે તમે પણ તેઓને કરો; કેમકે નિયમશાસ્ત્ર તથા પ્રબોધકો[ની વાતોનો સાર] એજ છે (માત્થી ૭; ૧૨).

આગેવાન—ભૂંડાઇને બદલે ભૂંડું ન કરો. ભૂંડાથી હારી ન જાઓ, પણ સારાથી ભૂંડાનો પરાજય કરો (રૂમી. ૧૨; ૧૭, ૨૧).

ગીતો, સ્તોત્રો તથા આત્મિક ગાયનોથી એકબીજાને શીખવો તથા બોધ કરો, વચનથી કે કાર્યથી જે કાંઇ તમે કરો, તે સર્વ પ્રભુ ઇસુને નામે કરો, અને તેદ્વારા દેવબાપની ઉપકારસ્તુતિ કરો (કોલોસી. ૩; ૧૬, ૧૭).

સર્વ—આ મારો વિશ્વાસ છે;

દેવ પ્રીતિ છે.

દેવ આત્મા છે, અને જેઓ તેને ભજે છે, તેઓએ આત્માથી તથા સત્યતાથી તેનું ભજન કરવું જોઇએ.

કેમકે દેવે જગત પર એટલી પ્રીતિ કરી કે તેણે પોતાનો એકાકી-
જનિત દીકરો આપ્યો, એ સારૂ કે જે કોઇ તેના પર વિશ્વાસ કરે
તેનો નાશ ન થાય, પણ તે અનંતજીવન પામે.

ઇસુ ખ્રિસ્ત મારો પ્રભુ તથા તારનાર છે, અને બીજા કોઇથી તારણ
નથી, કેમકે જેથી આપણું તારણ થાય, એવું બીજું નામ
આકાશ તળે માણસોમાં આપેલું નથી.

આગેવાન—આવો, તેને ભજીએ તથા નમીએ; આપણા કર્તા યહોવાહની
આગળ ઘૂંટણીએ પડીએ (ગીતશાસ્ત્ર ૯૫; ૬).

સર્વ—(ઘૂંટણે પડીને) એ [[આકાશમાંના અમારા]] બાપ, તારૂં નામ
પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; [[જેમ આકાશમાં તેમ પૃથ્વી
પર તારી ઇચ્છા પૂરી થાઓ]; દિવસની અમારી રોટલી રોજ
રોજ અમને આપ; અને અમારાં પાપ અમને માફ કર; કેમકે અમે
પોતે પણ અમારા હરેક ઋણીને માફ કરીએ છીએ. અને અમને
પરીક્ષણમાં ન લાવ, પણ ભૂંડાથી અમારો છૂટકો કર. કેમકે
રાજ્ય તથા પરાક્રમ તથા મહિમા સર્વકાળ સુધી તારાં છે. આમેન.

**ગીત—**

**આશીર્વચન**—પ્રભુ ઇસુ ખ્રિસ્તની કૃપા તથા દેવબાપની પ્રીતિ તથા પવિત્ર
આત્માની સંગત આપણ સર્વની સાથે હો. આમેન.

# રવિવાર સવારની ભજનસેવા

**નોંધ:**—આ ભજનસેવાનો કાર્યક્રમ દક્ષિણ હિન્દુસ્તાન તથા હૈદરાબાદની મેથોડિસ્ટ મંડળીઓમાં ચાલે છે. ગીતોની સાથે દેશી વાજિંત્રો હમેશાં વગાડવામાં આવે છે. ભજનસેવા શરૂ કરવાના વખત પહેલાં ગાયનટોળી પંદર મીનિટ સુધી ભજનો ગાય છે. ભજનારા અંદર આવે છે, ત્યારે થોડી વાર તેઓ શાંત પ્રાર્થના કરે છે. પછી ગાયનમાં ભાગ લે છે.

પ્રાર્થનારૂપી ગીત—( માથું નમાવીને સર્વ લોક ગાય છે ).

આગેવાન—( ઘૂંટણે પડીને વાંચે છે ). દયા તથા ક્ષમા અમારા દેવ પ્રભુની છે, કેમકે અમે તેની વિરૂદ્ધ દંગો કર્યો છે; યહોવાહ અમારા દેવની વાણીને ન માનતાં તેના નિયમો જે તેણે પોતાના સેવકો પ્રબોધકોની મારફતે અમને બતાવ્યા તે પ્રમાણે અમે ચાલ્યા નથી ( દાની. ૯; ૯, ૧૦ ).

સર્વ—હું અહીંથી ઊઠીને મારા બાપની પાસે જઇશ, અને તેને કહીશ, કે બાપા, મેં આકાશ સામે તથા તારી આગળ પાપ કર્યું છે; હવે હું તારો દીકરો કહેવાવાને યોગ્ય નથી. તારા મજૂરોમાંના એકના જેવો મને ગણ (લુક ૧૫; ૧૮, ૧૯).

પાપની કબૂલાતની પ્રાર્થના—( સર્વ લોકો સાથે સાથે આ પ્રાર્થના કરે છે, ત્યાર પછી આગેવાન ટૂંકી પ્રાર્થના કરે છે ).

પ્રભુની પ્રાર્થના—( ગાવામાં આવે છે ).

શાસ્ત્રવાચન—ત્રણ શાસ્ત્રપાઠો નિયમિત વારાફરતી વાંચવામાં આવે છે.

૧. ધન્યતાઓ.

૨. ૨૩મું ગીત.

૩. દશ આજ્ઞાઓ.

**સૂચનાઓ:**—પહેલા બે શાસ્ત્રપાઠો વારાફરતી વાંચવામાં કે ગાવામાં આવે છે. આગેવાન દરેક આજ્ઞા વાંચે છે. પછી સર્વ કહે છે, હે પ્રભુ, અમારા પર દયા કર અને આ તારો પવિત્ર નિયમ પાળવાને તું અમને સારૂં મન આપ. જ્યારે આ વાચનપાઠો ચાલે છે, ત્યારે સર્વ લોકો શાંત બેસી રહે છે.

**પ્રેરિતોનું વિશ્વાસનામું.**

શાસ્ત્રવાચન—(આગેવાન અથવા કોઇ ભણેલો જુવાન વાંચે છે.)

સર્વ—(ગાય છે). પિતાને તથા પુત્રને તથા પવિત્ર આત્માને માન તથા મહિમા, હમણાં તથા હમેશાં તથા સદાસર્વકાળ સુધી થાઓ. આમેન.

(ભજનસંગ્રહ નં. ૫૪૬).

દાનધર્મ—(એટલામાં ગાયનટોળી એક ભજન ગાય છે, કારભારીઓ ઉઘરાણું લે છે, પછી પ્રાર્થના કરવામાં આવે છે).

ગીત—

બોધભાષણ—

છેલ્લું ગીત અથવા સ્તોત્રો—

આશીર્વચન—

# એક ભજનસેવાનો કાર્યક્રમ

**નોંધ:**—આ કાર્યક્રમ મરાઠી પ્રેસ્બિટેરિયન મંડળીઓમાં વાપરવામાં આવે છે. શાસ્ત્રવાચનની ટીપ, ગીતશાસ્ત્રના કેટલાક અધ્યાયો, પ્રાર્થનાના કેટલાક નમૂનાઓ તથા વિષયોની ટીપ સાથે તે એક નાની ચોપડીના રૂપમાં છાપવામાં આવ્યું છે.

જ્યારે ભજનારાઓ દેવળમાં આવે છે ત્યારે નમીને શાંત પ્રાર્થના કરે છે.

આગેવાન—ચાલો આપણે ઊભા થઈને ઈશ્વરની સ્તુતિ કરીએ.

સર્વ—( ગાય છે. ભજનસંગ્રહ સ્તોત્ર નં. ૫૪૨)

આગેવાન—આવો આપણે ભજીએ તથા નમીએ,
આપણા કર્તા યહોવાહની આગળ ઘૂંટણીએ પડીએ.

સર્વ—યહોવાહ તેજ દેવ છે, એમ તમે માનો ;
તેણે આપણને ઉત્પન્ન કર્યાં છે, અને આપણે તેનાં જ છીએ ;
આપણે તેના લોક તથા ચારાનાં મેંઢાં છીએ.
તો આકાશમાં થઈને જે પાર ગએલો છે—વગેરે. (ઉપરની વાત હેબ્રી. ૪ ; ૧૪–૧૬ સુધીમાં આવે છે.)

આગેવાન—આપણે પ્રાર્થના કરીએ (આરાધના તથા સંબોધનરૂપી પ્રાર્થના કરે છે).

આગેવાન તથા સર્વ—(સાથે સાથે પાપની કબૂલાતની પ્રાર્થના કરે છે. આ સર્વ પ્રાર્થનાઓને માટે બધાં ઘૂંટણે પડે છે, અને દરેક પ્રાર્થના પછી પૂજ્યભાવથી આમેન બોલે છે).

આગેવાન—યોહાન ૩ ; ૧૬, માત્થી ૧૧ ; ૨૮, તથા યોહાન ૬ ; ૩૭ વાંચે છે.

આગેવાન—હવે આપણે પ્રભુની ઉપકારસ્તુતિ કરીએ.

સર્વ—(ઊભા થઈને આપણે તેના ગૌરવી નામને ધન્યવાદ આપીએ).

આગેવાન—યહોવાહ ઉત્તમ છે, તેની સ્તુતિ કરો.

સર્વ—કેમકે તેની કૃપા અનંતકાળ છે.

શાસ્ત્રવાચન—(ગીતશાસ્ત્રનું એક ગીત વારાફરતી વાંચવામાં આવે છે).

આગેવાન— પિતાને તથા પુત્રને તથા પવિત્ર આત્માને માન તથા મહિમા થાઓ.

સર્વ—જેવો આરંભમાં તેવો હાલ તથા સદાસર્વકાળ સુધી તેને મહિમા થાઓ. આમેન.

ગીત—

જૂના કરારનો વાચનપાઠ—

ગીત—

નવા કરારનો વાચનપાઠ—

ઉપકારસ્તુતિનું ગીત—

પ્રેરિતોનું વિશ્વાસનામું—(બધા ઊભા થઇને સાથે સાથે બોલે છે).

પ્રાર્થના—(આગેવાન—આરાધના, ઉપકારસ્તુતિ, વિનંતી તથા મધ્યસ્થીની ટૂંકી પ્રાર્થનાઓ કરે છે. દરેક વાક્ય પછી સર્વ લોકો નીચે પ્રમાણે બોલે).

ઉપકારસ્તુતિ પછી—હે પિતા, તારો આભાર માનીએ છીએ.

વિનંતી પછી—હે પ્રભુ, અમારી પ્રાર્થના સાંભળ.

પ્રભુની પ્રાર્થના—

દાનધર્મ—

દાનધર્મ ઉપર આશીર્વાદ માગવામાં આવે છે.

ગીત—

બોધભાષણ—

વિદાયગીરીનું ગીત—

આશીર્વચન—પ્રભુ ઇસુ ખ્રિસ્તની કૃપા તથા દેવની પ્રીતિ તથા પવિત્ર આત્માની સંગત તમો સર્વની સાથે હો. આમેન.

# ગ્રામ્ય મંડળીની ભજનસેવા માટેનો કાર્યક્રમ

આગેવાન—આવો, આપણે યહોવાહની આગળ ગાઇએ;
    આપણા તારણના ખડક આગળ હર્ષનાદ કરીએ.
    ઉપકારસ્તુતિ સાથે તેની હજૂરમાં આવીએ;
    અને ગીતોથી તેની આગળ હર્ષનાદ કરીએ (ગીતશાસ્ત્ર ૯૫; ૧,૨).
    હે પ્રભુ, અમારા હોઠ ઉઘાડ.

સર્વ—એટલે અમારૂં મુખ તારી સ્તુતિ પ્રગટ કરશે.

આગેવાન—પ્રભુની સ્તુતિ કરો.

સર્વ—પ્રભુના નામને ધન્ય હોજો.

સંબોધનરૂપી પ્રાર્થના તથા પાપની કબૂલાત—

**ભજન—**

આગેવાન—પ્રભુ તારા દેવ પર તું તારા પૂરા હૃદયથી અને તારા પૂરા જીવથી અને તારા પૂરા મનથી પ્રીતિ કર. પહેલી અને મોટી આજ્ઞા એ છે. અને બીજી આજ્ઞા એના જેવી જ છે, એટલે જેવી પોતા પર તેવી પોતાના પડોશી પર તું પ્રીતિ કર.

સર્વ—પ્રભુ ઈસુએ કહ્યું, કે હું તમને નવી આજ્ઞા આપું છું, કે તમે એક બીજા પર પ્રેમ રાખો; જેવો મેં તમારા પર પ્રેમ રાખ્યો તેવો તમે પણ એક બીજા પર પ્રેમ રાખો. અને તેથી સર્વ માણસો જાણશે કે તમે મારા શિષ્યો છો.

    હે પ્રભુ, આ તારો પવિત્ર નિયમ પાળવા માટે તું અમને કૃપા આપ.

આગેવાન—ઓ વૈતરૂં કરનારાઓ તથા ભારથી લદાએલાઓ, તમે સઘળા મારી પાસે આવો ને હું તમને વિસામો આપીશ.

ધન્યતાઓ—(આગેવાન દરેક વાક્યનો પહેલો ભાગ બોલે અને સર્વ ભજનારાઓ બીજો ભાગ બોલે).

આગેવાન—એ માટે તમે જઇને સર્વ દેશનાઓને શિષ્ય કરો, બાપ તથા દીકરા તથા પવિત્ર આત્માને નામે તેઓને બાપ્તિસ્મા આપતા જાઓ; મેં તમને જે જે આજ્ઞા કરી છે તે સર્વ પાળવાનું તેઓને શીખવતા જાઓ;

સર્વ—ને જુઓ, જગતના અંત સુધી હું સર્વકાળ તમારી સાથે છું.

આગેવાન—પસ્તાવો કરો, અને ઈસુ ખ્રિસ્તને નામે તમારામાંનો દરેક બાપ્તિસ્મા પામો કે તમારાં પાપનું નિવારણ થાય, અને તમને પવિત્ર આત્માનું દાન મળશે.

સર્વ—કેમકે તે વચન તમારે સારૂ, તમારાં છોકરાંને સારૂ તથા જેઓ દૂર છે તેઓને સારૂ એટલે આપણો દેવ પ્રભુ જેટલાને પોતાની પાસે બોલાવે છે તે સર્વને સારૂ છે.

આગેવાન—જે જે તમે ચાહો છો, કે બીજા માણસ તમને કરે તે તે તમે પણ તેઓને કરો; કેમકે નિયમશાસ્ત્ર તથા પ્રબોધકોની વાતોનો સાર એજ છે. અને ખ્રિસ્તની શાંતિ કે જે પામવા સારૂ તમે એક શરીર થવાને તેડાએલા છો, તે તમારાં હૃદયોમાં રાજ કરે; અને ઉપકારસ્તુતિ કરો, ખ્રિસ્તની વાત સર્વ જ્ઞાનમાં પુષ્કળતાથી તમારામાં રહે; ગીતો, સ્તોત્રો તથા આત્મિક ગાયનોથી એકબીજાને શીખવો તથા બોધ કરો, અને કૃપાસહિત તમારાં હૃદયોમાં પ્રભુની આગળ ગાઓ. વચનથી કે કાર્યથી જે કાંઇ તમે કરો, તે સર્વ પ્રભુ ઇસુને નામે કરો, અને તે દ્વારા દેવબાપની ઉપકારસ્તુતિ કરો.

## શાસ્ત્રના શબ્દોમાં વિશ્વાસનામું

(સર્વ સાથે સાથે બોલે). દેવ આત્મા છે ને જેઓ તેને ભજે છે તેઓએ આત્માથી તથા સત્યતાથી તેનું ભજન કરવું જોઇએ.

દેવે માણસોની સર્વ પ્રજાઓને આખી પૃથ્વીના પૃષ્ઠ પર રહેવા સારૂ એકમાંથી ઉત્પન્ન કર્યાં.

દેવ પ્રીતિ છે, અને જે પ્રીતિ કરે છે તે દરેક દેવથી જન્મેલો છે અને દેવને ઓળખે છે.

દેવે જગત પર એટલી પ્રીતિ કરી કે તેણે પોતાનો એકાકીજનિત દીકરો આપ્યો એ સારૂ, કે જે કોઇ તેના પર વિશ્વાસ કરે તેનો નાશ ન થાય, પણ તે અનંતજીવન પામે.

ઇસુ ખ્રિસ્ત રસ્તો તથા સત્ય તથા જીવન છે. જેમ તે પ્રકાશમાં છે, તેમ જો આપણે પ્રકાશમાં ચાલીએ તો આપણને એકબીજાની સાથે સંગત છે, અને તેના પુત્ર ઇસુનું રક્ત આપણને સઘળાં પાપથી શુદ્ધ કરે છે.

જે ઇસુને તેઓએ વધસ્તંભ પર મારી નાખ્યો તેને દેવે પ્રભુ તથા ખ્રિસ્ત બનાવ્યો છે. બીજા કોઇથી તારણ નથી, કેમકે જેથી તારણ થાય એવું બીજું કોઇ નામ આકાશ તળે માણસોમાં આપેલું નથી.

જો આપણે આપણાં પાપ કબૂલ કરીએ, તો આપણાં પાપ માફ કરવાને તથા આપણને સર્વ અન્યાયથી શુદ્ધ કરવાને તે વિશ્વાસુ તથા ન્યાયી છે.

જગત તથા તેની લાલસા જતાં રહે છે, પણ જે દેવની ઇચ્છા પૂર્ણ કરે છે તે સદા રહે છે. આમેન.

આગેવાન—આવો, તેને ભજીએ તથા નમીએ, આપણા કર્તા યહોવાહની આગળ ઘૂંટણીએ પડીએ. આપણે પ્રાર્થના કરીએ.

ઉપકારસ્તુતિ તથા મધ્યસ્થીની પ્રાર્થના—પ્રભુની પ્રાર્થના.

ટૂંકું ભાષણ તથા બોધ—( જે વાચનપાઠને આધારે આ ભાષણ કરવામાં આવે છે તે વાચનપાઠ આગેવાન અથવા કોઈ ભણેલો જુવાન પૂજ્યભાવથી વાંચે).

ભજન—

આશીર્વચન—યહોવાહ તમને આશીર્વાદ આપો, ને તમારૂં રક્ષણ કરો; યહોવાહ પોતાના મુખનો પ્રકાશ તમારા પર પાડો, અને તમારા પર કૃપા કરો;

યહોવાહ પોતાનું મુખ તમારા પર ઉઠાવો; ને તમોને શાંતિ આપો. આમેન.

## શાંત ભજનસેવાનો કાર્યક્રમ

**નોંધ :—**શાંત પ્રાર્થના તથા મનન સંયુક્ત ભજનસેવાનું એક ઘણું સારું રૂપ છે, પણ તેને માટે શિક્ષણ તથા તૈયારીની ખાસ જરૂર છે. શાંત ભજનસેવામાં કાળજીપૂર્વક દોરવણી જોઇએ છે. જો મંડળીને શાંત ભજનસેવાનો બહુ અનુભવ ન હોય, તો પાંચ મિનિટની શાંત પ્રાર્થના બસ છે. પણ અનુભવ તથા શિક્ષણ લીધા પછી ૨૦ મિનિટની શાંત પ્રાર્થના તથા મનન ઘણાં ફાયદાકારક છે.

આગેવાન—હે મારા આત્મા, તું કેવળ શાંતિથી ઈશ્વરની વાટ જો ;
કેમકે હું તેની જ અપેક્ષા રાખું છું.

સર્વ—એકલો તેજ મારો ખડક તથા મારું તારણ છે ;
તે મારો ગઢ છે ; હું ઊથલાઇ જનાર નથી (ગી. શા. ૬૨ ; ૫,૬).

આગેવાન—પ્રભુ પોતાના પવિત્ર મંદિરમાં છે ;
આખી પૃથ્વી તેની આગળ શાંત થાઓ.
આપણે પ્રાર્થના કરીએ.

શાંત પ્રાર્થના—( આગેવાન સૂચનાઓ આપે).

ભજન—(આ આરાધનાનું ભજન સર્વ લોકો પૂજ્યભાવથી ગાય).

શાસ્ત્રવાચન—(સર્વલોકો શાંત બેસીને પોતાના બાઈબલમાંથી મનમાં વાંચે).

ટૂંકો બોધ—( દશ મિનિટથી વધારે નહિ ).

અર્પણક્રિયા—

પવિત્ર શાંતિની ક્રિયા—આગેવાન નીચે પ્રમાણે વાક્યો પૂજ્યભાવથી તથા શાંત રીતે ઉચ્ચારે :
પરાત્પરના ગુપ્તસ્થાનમાં જે વસે છે,
તે સર્વસમર્થની છાયામાં રહે છે.

યહોવાહની સ્તુતિ કરો. યહોવાહનો ઉપકાર માનો ;
કેમકે તે ઉત્તમ છે. તેની કૃપા સર્વકાળ ટકે છે.

હે યહોવાહ, મારા ખડક તથા મારા ઉદ્ધારનાર,
મારા મુખના શબ્દો તથા મારા હૃદયના વિચારો તારી આગળ માન્ય થાઓ.

છાના રહો, નિશ્ચે જાણો કે હું દેવ છું.

બોલ પ્રભુ, કેમકે તારા સેવકો સાંભળે છે.

આશીર્વચન—દેવ આપણા બાપ તરફથી તથા પ્રભુ ઈસુ ખ્રિસ્ત તરફથી તમને કૃપા તથા શાંતિ હો. આમેન.

# સંગીતના રૂપમાં ભજનસેવાનો કાર્યક્રમ

નોંધ :—ભજનારાઓ ભેગા થાય છે એટલામાં દેવળમાં જુવાનોની ગાયન-ટોળી ભજનો ગાય છે. બધાં ગીતો ભજનસંગ્રહમાં મળે છે.

આગેવાન—યહોવાહની સ્તુતિ કરો,

યહોવાહની આગળ નવું ગીત ગાઓ ;

વળી સંતોની સભામાં તેની સ્તુતિ કરો.

ઉપકારસ્તુતિનું ગીત—નંબર ૨૧: ભજન કરો નિત ભોરે ભાઇ.

પાપની કબૂલાતરૂપી ગીત—નંબર ૨૬૨ : હું તો પાપી દીન બિચારો.

ઉપકારસ્તુતિ—ગીતશાસ્ત્ર ૧૩૬ આ પ્રમાણે ગાવામાં આવે : આગેવાન દરેક વાક્યનો પહેલો ભાગ ગાય અને સર્વ લોકો " કેમકે તેની કૃપા અનંતકાળ ટકે છે " એ શબ્દો તેની પાછળ ગાય. ઈસુ ખ્રિસ્તની ઉપકારસ્તુતિનાં વચનો નવા કરારમાંથી લઇ શકીએ છીએ અને આજ પ્રમાણે ગાઇ શકીએ છીએ.

શાસ્ત્રપાઠ—એફેસી. ૬ ; ૧૦–૧૭ ગીતના રૂપમાં ગાવામાં આવે ;

આત્મિક શણગાર સજો વીરલા રે.

પ્રાર્થના—આ પ્રાર્થનામાં ત્રણ ગીત વાપરી શકીએ છીએ.

૩૨૮ : હે પ્રભુ, દર્શન આપી આજ

૩૦૦ : ઈસુ, સામર્થ્ય તારૂં

૩૦૧ : પ્રભુની પ્રાર્થના

શિક્ષણ—નં. ૨૩૯ : તારણના ભોજનમાં સૌને નોતરો. ત્યાર પછી ચલાવનાર એક ટૂંકો બોધ કરી શકે.

અર્પણક્રિયા—નંબર ૩૩૭ : તન, મન, ધન પ્રભુ.

આશીર્વચન—નં.૫૪૨:ત્યાર પછી ચલાવનાર એક આશીર્વચન ઉચ્ચારી શકે.

# રોજની સવારની પ્રાર્થનાનો કાર્યક્રમ

**આગેવાન**—પ્રભુ મળે છે, એટલામાં તેને શોધો;
તે પાસે છે એટલામાં તેને હાંક મારો.

**સર્વ**—આવો તેને ભજીએ તથા નમીએ.
આપણા કર્તા યહોવાહની આગળ ઘૂંટણીએ પડીએ.

પ્રાર્થના—નવા દિવસને માટે તથા રાતના રક્ષણને માટે ઉપકારસ્તુતિની પ્રાર્થના તથા માણ્ડીને માટે પ્રાર્થના.

**ઉપકારસ્તુતિનું ગીત.**

**શાસ્ત્રવાચન**—વારાફરતી વાચન અથવા કોઇ ભણેલો વાંચે.

મનન—શાંત પ્રાર્થનાનો વખત અથવા આગેવાન ચારપાંચ મિનિટનો ટૂંકો બોધ કરે.

પ્રાર્થના—અન્ય ભજનારાઓ ટૂંકી ટૂંકી પ્રાર્થનાઓ કરે, પછી પ્રભુની પ્રાર્થના બોલવામાં કે ગાવામાં આવે.

આશીર્વચન—બધા સાથે સાથે બોલે. દેવબાપ તરફથી તથા પ્રભુ ઈસુ ખ્રિસ્તથી આપણને કૃપા તથા શાંતિ થાઓ.

## રોજની સાંજની પ્રાર્થનાનો કાર્યક્રમ

આગેવાન—પ્રભુની સ્તુતિ કરો.

હે યહોવાહના સેવકો, સ્તુતિ કરો, યહોવાહના નામની સ્તુતિ કરો,
સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી યહોવાહના નામની સ્તુતિ કરો.

સર્વ—અમારી પ્રાર્થના તારી સંમુખ ધૂપ જેવી થાઓ,
અને અમારા હાથોનું ઊંચું થવું તે સંધ્યાકાળના યજ્ઞ જેવું થાઓ.

આગેવાન—પ્રભુની સ્તુતિ કરો ;

સર્વ—પ્રભુના નામને ધન્ય હોજો.

ઉપકારસ્તુતિની પ્રાર્થના—

ઉપકારસ્તુતિનું ગીત—

ગીતશાસ્ત્ર—૨૩મું ગીત (સર્વ સાથે સાથે બોલે).

નવા કરારનું વાચન—

શાંત મનન—

સ્વાર્પણ તથા મધ્યસ્થીની પ્રાર્થના—

ગીત—

આશીર્વચન—હવે સર્વશક્તિમાન કૃપાળુ ઈશ્વરપિતા, પુત્ર તથા પવિત્ર આત્મા આપણું રક્ષણ કરો, તથા આપણને શાંતિ આપો. આજ રાત્રે તથા સર્વકાળ સુધી તેને મહિમા થાઓ. આમેન.

# નાતાલનો કાર્યક્રમ

આપણા તારનારની વરસગાંઠ ગ્રામ્ય મંડળીઓમાં મોટા આનંદનો તહેવાર હોય છે. એક મહિના આગળથી મંડળીનું સર્વ શિક્ષણ તારણની યોજના તથા ખ્રિસ્તના આગમન વિષે હોવું જોઈએ. નાતાલનાં નવાં ગીતો તથા ભજનો શીખવાં જોઇએ. બાળકો તથા જુવાનો એક સારો ધાર્મિક સંવાદ તૈયાર કરે તો સારૂં. ઈસુ ખ્રિસ્તને આપણા જીવનનું અર્પણ કરવું તથા આપણી પૂંજી વડે તેની સેવા કરવી એવી બાબતો ઉપર ભાર મૂકવો જોઈએ. આ ઉત્સવનો આત્મા આનંદનો તથા સારી સંગતનો હોવો જોઇએ. ચાર દિવસનો કાર્યક્રમ અહીં સૂચવવામાં આવે છે.

## ડિસેમ્બર ૨૨મી

આ દિવસે ભજનસ્થાન, તેની આસપાસનું કંપાઉન્ડ તથા દરેક ખ્રિસ્તીનું ઘર સાફસુફ કરવું જોઇએ, અને લીંપવાનું તથા ધોળવાનુ કામ જોઈતું હોય તો તે પણ કરવું. સાંજે એક ગાયનસભા રાખવામાં આવે.

## ડિસેમ્બર ૨૩મી

આ દિવસે બધા ખ્રિસ્તીઓએ ઘરો તથા દેવળને ધજા, તોરણ તથા ફૂલોથી શણગારવાં જોઇએ. સાંજે ફરીથી ગાયનસભા થઇ શકે. જો કોઇ ખ્રિસ્તાખ્યાનની કથા કરી શકે તો આ સાંજ તેને માટે સારો પ્રસંગ છે.

## ડિસેમ્બર ૨૪મી

સવાર—ગ્રામ્ય મેળાવડો તથા પ્રદર્શનમાં ફૂલ, ફળ, શાકભાજી, મરઘાં, બકરાં, અનાજ, સ્ત્રીઓ તથા બાળકોનું હસ્તકામ, તથા કુદરતના દરેક પ્રકારના નમૂના મૂકવામાં આવે. જો કોઇ નર્સ કે ડૉક્ટર આવી શકે તો બાળકનું પ્રદર્શન પણ થઈ શકે અને સૌથી સારા તથા તંદુરસ્ત બાળકને ઈનામ આપવામાં આવે.

બપાર—બપોર પછી રમતગમતનો મેળાવડો આખા સમાજને માટે રાખવામાં આવે.

સાંજ—નાતાલને લગતો સારો સંવાદ કરવામાં આવે, ત્યાર પછી નાતાલનાં ગીતો ગાવામાં આવે. આ સાંજના કાર્યક્રમમાં પ્રદર્શનમાં તથા બાળક-પ્રદર્શનમાં લીધેલાં ઇનામો આપવામાં આવે.

### ડિસેમ્બર ૨૫મી: નાતાલનો દિવસ

પરોઢિયે મોટાં બાળકો તથા જુવાનો સરઘસ તરીકે નાતાલનાં ગીતો ગાવાને માટે આખા ગામમાં ફરે.

# નાતાલની ભજનસેવાનો કાર્યક્રમ

દરેક ફળિયામાં ખ્રિસ્તી ટોળી ભેગી થઈને નાતાલનાં ગીતો ગાતાં ગાતાં દેવળ તરફ જાય છે. બધાં દેવળ પાસે પહોંચે ત્યારે ગાયનટોળી સાથે દેવળની બેત્રણ પ્રદક્ષિણા કરી દેવળની અંદર ગાતાં ગાતાં પ્રવેશ કરે છે.

આગેવાન—જુઓ, મોટા આનંદની સુવાર્તા હું તમને કહું છું, અને તે સર્વ લોકને માટે થશે; કેમકે આજ દાઊદના શહેરમાં તમારે સારૂ એક તારનાર, એટલે ખ્રિસ્ત પ્રભુ, જન્મ્યો છે.

ઉપકારસ્તુતિનું ગીત—

આરાધનાની પ્રાર્થના—

આગેવાન—ઓ પ્રભુ, તું અમારા હોઠ ઉઘાડ;

સર્વ—એટલે અમારૂં મુખ તારી સ્તુતિ પ્રગટ કરશે.

આગેવાન—પ્રભુની સ્તુતિ કરો.

સર્વ—પ્રભુના નામને ધન્ય હોજો.

આગેવાન—આપણે ગીતો મારફતે પ્રભુની સ્તુતિ કરીએ.

નાતાલનાં ગીતો. (બાળકો તરફથી ગાવામાં આવે છે.)

શાસ્ત્રપાઠ—

ઉપકારસ્તુતિ તથા મધ્યસ્થીની પ્રાર્થના—

નાતાલની ખાસ ભજનક્રિયા—

આગેવાન—ચાલો, આપણે માગીઓ, નમ્ર ભરવાડો તથા આકાશના સૈન્યની સાથે પવિત્ર બાળકનુ ભજન કરીએ; પ્રેમ, ભક્તિ તથા સેવાનાં દાનો તેની આગળ રજુ કરીએ. દૂતે મરિયમને કહ્યું, કે જો, તને ગર્ભ રહેશે ને દીકરો થશે, ને તું તેનું નામ ઈસુ પાડશે.

સર્વ—રે આવો તેને ભજીએ ખ્રિસ્ત પ્રભુને.

આગેવાન—પવિત્ર આત્મા તારા પર આવશે ને પરાત્પરનું પરાક્રમ તારા પર આચ્છાદન કરશે; માટે જે તારાથી જન્મશે તે પવિત્ર દેવનો દીકરો કહેવાશે.

સર્વ—રે આવો તેને ભજીએ ખ્રિસ્ત પ્રભુને.

આગેવાન—અને મરિયમને પોતાનો પ્રથમ દીકરો જન્મ્યો, તેણે તેને લુગડામાં લપેટીને ગભાણમાં સુવાડયો, કારણ કે તેઓને સારૂ ધર્મશાળામાં કાંઇ જગા ન હતી.

સર્વ—રે આવો તેને ભજીએ ખ્રિસ્ત પ્રભુને.

આગેવાન—તે દેશમાં ઘેટાંપાળકો રાત્રે ખેતરમાં રહીને પોતાનાં ટોળાંને સાચવતા હતા. પ્રભુનો એક દૂત તેઓની પાસે આવીને ઊભો રહ્યો, અને પ્રભુના ગૌરવનો પ્રકાશ તેઓની આસપાસ દેખાયો.

સર્વ—રે આવો તેને ભજીએ ખ્રિસ્ત પ્રભુને.

આગેવાન—અને દૂતની સાથે આકાશી સેનાનો સમુદાય એકાએક પ્રગટ થયો; તેઓ દેવની સ્તુતિ કરીને કહેતા હતા, કે પરમ ઊંચામાં દેવને મહિમા થાઓ, તથા પૃથ્વી પર જે માણસો વિષે તે પ્રસન્ન છે તેઓને શાંતિ થાઓ.

સર્વ—રે આવો તેને ભજીએ ખ્રિસ્ત પ્રભુને.

નાતાલનો સંદેશો—આગેવાન એક ટૂંકું ભાષણ કરે.

નાનાં બાળકો માટે સમર્પણક્રિયા—(આ ક્રિયાનો કાર્યક્રમ ૧૧૭મા પૃષ્ઠ પર છે).

ગીત—

દાનધર્મની અર્પણક્રિયા—

આગેવાન—જુઓ, માગીઓ પૂર્વથી યરૂશાલેમમાં આવ્યા હતા, અને જ્યારે તેઓએ બાળકને તેની મા મરિયમની પાસે દીઠો ત્યારે પગે પડીને તેનું ભજન કર્યું; પછી તેઓએ પોતાની જોણ્ણી છોડીને સોના તથા લોબાન તથા બોળનું તેને નજરાણું કર્યું.

સર્વ—રે આવો તેને ભજીએ, રે આવો તેને ભજીએ, રે આવો તેને ભજીએ ખ્રિસ્ત પ્રભુને.

આગેવાન—ચાલો, આપણે માગીઓ તથા ભરવાડો સાથે ઈસુને પગે પડીને આપણું અર્પણ કરીએ. (અત્યારે સર્વ ભજનારાઓ પોતાનાં અર્પણો એટલે નાણાં, ફળ, અનાજ, શાકભાજી, ઈંડાં, હસ્તકામ, વગેરે આગળ લાવીને પ્રભુની મેજ પર મૂકે.)

અર્પણની પ્રાર્થના—હે બેથલેહેમમાં જન્મેલા ખ્રિસ્ત, તું માણસનું રૂપ ધારણ કરીને નાના બાળક તરીકે આ દુનિયા પર આવ્યો માટે અમારાં અંતઃકરણો આનંદ કરે છે. ફરીથી આ પવિત્ર દિવસે દરેકના અંતઃકરણમાં તું જન્મ લે, ભરવાડો તથા માગીઓની માફક અમે અમારા હૃદયથી તથા હોઠોથી તારી ભક્તિ તથા આરાધના કરીએ છીએ, એટલું જ નહિ પણ અમારી પૂંજીથી પણ અમે તારી સેવા કરવા ચાહીએ છીએ. અમારા સર્વસ્વની સાથે આ નમ્ર દાન તું સ્વીકારજે. માણસો મધ્યે શાંતિ તથા પ્રેમભાવ થાય તે હેતુ માટે અમારો તથા અમારા અર્પણનો સદુપયોગ કરજે. આમેન.

ગીત—

આશીર્વચન—હવે શાંતિનો પ્રભુ પોતે સર્વ સમયે તથા સર્વ પ્રકારે તમને શાંતિ આપો. પ્રભુ તમ સર્વની સાથે હો.

નોંધ—જો નાતાલ સાંજે ગામનાં બધાં ખ્રિસ્તી કુટુંબો સામાન્ય ભોજન રાખે તો નાતાલનો આનંદ તથા મીઠી સંગત વિશેષ વધતાં જશે. જમણ પછી એક મોટી ગાયનસભા કરવી જોઈએ.

બર્ન જોન્સનું ચિત્ર **માગીઓની આરાધના** નાતાલના પ્રસંગને માટે બહુ ઉપયોગી છે. જો મેળવી શકાય તો નાતાલની ભજનસેવામાં તે બતાવવામાં આવે અને તેનો ખુલાસો કરવામાં આવે.

# ખ્રિસ્તનું કષ્ટમય અઠવાડીઉં તથા ઈસ્ટર

જયવંત પ્રવેશના રવિવારથી ઈસ્ટર રવિવાર સુધીના આઠ દિવસ ગ્રામ્ય ખ્રિસ્તી જનોને માટે આખા વરસનો સૌથી મોટો તહેવાર હોવો જોઈએ. ઈસુ ખ્રિસ્તના જીવનચરિત્રનું જે શિક્ષણ મંડળી આપે છે, તેની પરાકાષ્ટા સ્વાભાવિક રીતે ઈસ્ટર પ્રસંગે આવે છે. મંડળીની રીત પ્રમાણે નવા ખ્રિસ્તીઓને પામ સન્ડે અથવા ઈસ્ટર રવિવારે મંડળીમાં દાખલ કરી શકીએ છીએ. પ્રથમ પ્રભુભોજનના સ્મારક દિવસે એટલે ગુરુવાર સાંજે કેટલીક મંડળીઓ પ્રભુભોજન પાળે છે. બીજી કેટલીક મંડળીઓ ઈસ્ટર દિવસના આનંદોત્સવમાં પ્રભુભોજન પાળવાનો રિવાજ રાખે છે. આ અઠવાડીઆમાં કોઈપણ દિવસે પછી તે ગુરુવારે કે રવિવારે દરેક ખ્રિસ્તી મંડળીમાં પ્રભુભોજન પાળવું જોઈએ, એ સારૂ કે પ્રત્યેક ખ્રિસ્તી માણુસોને આ અઠવાડીઆની અંદર પ્રભુભોજન લેવાની તક મળી શકે.

## પામ સન્ડે

(જયવંત પ્રવેશનો રવિવાર)

આ રવિવારે નિયમિત ભજનસેવાના કાર્યક્રમ પ્રમાણે કામ ચલાવવું જોઈએ, પરંતુ તેની સાથે આટલી ખાસ બાબતો ઉમેરી શકીએ છીએ.

૧. દેવળને તથા કંપાઉન્ડને ખજુરીની ડાળીઓથી અથવા કોઇ બીજાં લીલાં પાંદડાં તથા ડાળીથી શણગારવું જોઈએ.

૨. સભા પહેલાં બધાં બાળકો હાથમાં ખજુરીની ડાળીઓ કે બીજી ડાળીઓ લઈ ને ગાતાં ગાતાં ગામમાં ફરે.

૩. ભજનસેવાના કાર્યક્રમને માટે ખાસ સૂચનાઓ.

પ્રાસ્તાવિક વાક્ય—અને આગળ ચાલનારા તથા પાછળ ચાલનારા લોકોએ પોકાર્યું, કે દાઊદના દીકરાને હોસાના. પ્રભુને નામે જે આવે છે તે આશીર્વાદિત છે. પરમ ઊંચામાં હોસાના.

શાસ્ત્રપાઠો—જૂના કરારના પાઠો: ગીતશાસ્ત્ર ૫: ૨૦: ૬૯: ૧૧૦.
ઝખાર્યાહ ૯.
નવા કરારનો પાઠ. લુક ૧૯; ૨૮–૪૮.

આશીર્વચન—જે સનાતન યુગોનો રાજા, અવિનાશી, અદૃશ્ય તથા એકાકી દેવ છે, તેને સદાસર્વકાળ માન તથા મહિમા હો. આમેન.

### સોમવાર તથા મંગળવાર

આ દિવસોએ રોજની પ્રાર્થનાસભા નિયમિત ચાલી શકે છે.

શાસ્ત્રપાઠો—સોમવાર: માર્ક ૧૧; ૧૨–૧૯.
મંગળવાર: માર્ક ૧૨: ૧૩ અથવા માત્થી તથા લુકમાંથી એવા શાસ્ત્રપાઠો.

### બુધવાર

જે મંડળીઓમાં પ્રભુભોજન ગુરુવારે સાંજે પાળવામાં આવે છે તે મંડળીઓમાં તૈયારીની સભા બુધવારે રાખવી જોઈએ. બીજી મંડળીઓમાં ખ્રિસ્તના જીવનવૃત્તાંતની કથા કે કિર્ત્તનો ગાવામાં આવે. આ દિવસનો શાસ્ત્રપાઠ: માર્ક ૧૪; ૧–૧૨.

### ગુરુવાર

જો પ્રભુભોજન ઈસ્ટર રવિવારે પાળવાનું હોય તો તૈયારીની સભા ગુરુવાર સાંજે રાખવી જોઈએ, ઈસુ ખ્રિસ્તનાં દુ:ખનો સંદેશો કિર્તન કે કથા મારફતે આપવામાં આવે.

શાસ્ત્રપાઠ—માત્થી ૨૬; ૧૭–૫૬. માર્ક ૧૪; ૧૨–૭૨. લુક ૨૨મો અધ્યાય. યોહાન ૧૩ અને ૧૪મો અધ્યાય.

### ગુડ ફ્રાઈડે (ખ્રિસ્તના મરણનો દિવસ)

આ દિવસ ઉપવાસ તથા પ્રાર્થનાનો દિવસ હોવો જોઈએ, કેમકે આપણે તે વખતે ખ્રિસ્તના મરણની યાદગીરી કરીએ છીએ. જો બની શકે તો ખાસ ભક્તિસભા બપોરે રાખવી જોઈએ. કેટલીક ગ્રામ્ય મંડળીઓએ આ દિવસની સભા નીચે પ્રમાણે ચલાવી અને તે ઘણી અસરકારક માલૂમ પડી.

પ્રાસ્તાવિક શાસ્ત્રપાઠ—યશાયાહ ૫૩; ૧-૬.

શાંત પ્રાર્થના—

પ્રભુની પ્રાર્થના—

ગીત—

સ્મરણક્રિયા—(ખ્રિસ્તનાં દુઃખ તથા મરણની હકીકતના ૭ ભાગ પાડવામાં આવ્યા છે. દરેક ભાગની સાથે અનુકૂળ ગીત, શાંત પ્રાર્થના, તથા વધસ્તંભ પરના ખ્રિસ્તના એક વચન સંબંધી મનન કરવામાં આવે છે).

ભાગ ૧લો

શાસ્ત્રપાઠ—લુક ૨૩; ૨૬-૩૪.

મનન—હે બાપ, તેઓને માફ કર; કેમકે તેઓ જે કરે છે તે તેઓ જાણતા નથી.

ગીત—ભજનસંગ્રહમાં નં. ૧૦૦: ઈસુ પ્રેમી, ઈસુ ત્રાતા.

ભાગ ૨જો

શાસ્ત્રપાઠ—લુક ૨૩; ૩૫-૪૩.

મનન—આજ તું મારી સાથે પારાદૈસમાં હોઇશ.

ગીત—નંબર ૧૦૭: વ્હાલો વધસ્તંભ વ્યોમે.

ભાગ ૩જો

શાસ્ત્રપાઠ—યોહાન ૧૯; ૧૭-૨૭.

મનન—બાઇ, જો, તારો દીકરો!...જો, તારી મા!

ગીત—નંબર ૧૧૨: જ્યારે થંભ પર દૃષ્ટિ કરૂં.

ભાગ ૪થો

શાસ્ત્રપાઠ—માત્થી ૨૭; ૩૯-૪૭.

મનન—ઓ મારા દેવ, મારા દેવ, તેં મને કેમ મૂકી દીધો છે?

ગીત—નંબર ૧૧૦: પ્રભુ, તેં દુઃખ સહ્યાં શાં શાં?

ભાગ ૫મો

શાસ્ત્રપાઠ—યશાયાહ ૫૩ ; ૭-૧૦ : યોહાન ૧૯ ; ૨૮, ૨૯.

મનન—મને તરસ લાગી છે.

ગીત—નંબર ૧૦૧ : દૃષ્ટિએ પડે, થંભ જે પળે.

ભાગ ૬ટ્ઠો

શાસ્ત્રપાઠ—યોહાન ૧૭ ; ૧-૮, ૧૯, ૩૦.

મનન—સંપૂર્ણ થયું.

ગીત—નંબર ૧૧૪ : દેવે કર્યો પ્રેમ શો વિશ્વ પરે !

ભાગ ૭મો

શાસ્ત્રપાઠ—લુક ૨૩ ; ૪૪-૪૯.

મનન—ઓ બાપ, હું મારો આત્મા તારા હાથમાં સોંપું છું.

ગીત—નંબર ૩૪૪ : શું ખ્રિસ્ત એકલો સહે વધસ્તંભ ?

આશીર્વચન—દેવબાપ તરફથી તથા આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત તરફથી તમને કૃપા તથા શાંતિ હો; તેણે આપણાં પાપને સારૂ પોતાનું સ્વાર્પણ કર્યું એ માટે કે આપણા દેવ તથા બાપની ઇચ્છા પ્રમાણે, તે આપણને હાલના ભૂંડા જગતમાંથી છોડાવે. તે દેવબાપને સદા સર્વકાળ મહિમા હોજો. આમેન.

## શનિવાર

શનિવારે ગ્રામ્ય ખ્રિસ્તીઓ બધા કબરસ્તાને જાય, બધું સાફ કરે, સ્મારકસ્તંભો સીધા કરે, કાંઇ સમારકામ જોઇતું હોય તો તે કરે, ને કબરોને શણગારે. ઇસ્ટર વખતે પુનરુત્થાનના વિશ્વાસની સાક્ષી બધે માલૂમ પડવી જોઇએ, અને આ સાક્ષી પૂરવાની એક રીત છે. સાંજે ગાયન તથા પ્રાર્થનાસભા થઇ શકે છે.

## ઈસ્ટર રવિવાર

ઘણી મંડળીઓમાં ઈસ્ટરની ભજનસેવા પરોઢિયે કરવામાં આવે છે. જો તમારી મંડળીમાં એવી રીત હોય તો બધા ખ્રિસ્તીઓ ભત્તી,

દીવા, કે મસાલો હાથમાં લઈને સરઘસના રૂપમાં ભજનસ્થાને આવે. જો સભા મોડેથી રાખવામાં આવતી હોય તો ફૂલ તથા ડાળીઓ હાથમાં લઈને આનંદ તથા જયનાં ગીતો ગાતાં ગાતાં ભજનારાંની ટોળીઓ ગામમાં ફરે. પછી દેવળની પ્રદક્ષિણા કરીને ભજનસ્થાનમાં પ્રવેશ કરે.

### ભજનસેવાનો કાર્યક્રમ

આગેવાન—પ્રભુ ઈસુ ખ્રિસ્ત મૂએલાંઓમાંથી ઊઠયો છે.

સર્વ—તે ખરેખર ઊઠયો છે, ઈસુ ખ્રિસ્તને જય.

આગેવાન—પ્રભુની સ્તુતિ કરો.

સર્વ—પ્રભુના નામને ધન્ય હોજો.

આગેવાન—ઊભા થાઓ અને દેવ તમારા પ્રભુને ધન્યવાદ આપો.

સર્વ—હાલેલુયા, હાલેલુયા, હાલેલુયા, પ્રભુ ઈસુ ખ્રિસ્તને જય.

આરાધના તથા ઉપકારસ્તુતિની પ્રાર્થના.

ઉપકારસ્તુતિનું ગીત—

વારાફરતી વાંચનપાઠ—ગીતશાસ્ત્ર ૧૧૮.

આગેવાન—પિતાને હો મહિમા, પુત્રને પણ ને પવિત્ર આત્માને.

સર્વ—જેમ આરંભમાં હતું તેમ હમણાં ને સદા રહેશે; અંત વિના જગ. આમેન, આમેન.

મરણમાંથી ઊઠેલા ખ્રિસ્તની આરાધના—બધા ઊભા થાય અને દરેક દરેક ભાગની પાછળ, “ઈસુ ખ્રિસ્તને જય” એ શબ્દો બોલે.

આગેવાન—અઠવાડીઆને પહેલે દહાડે પ્રભાતે, જે સુગંધીદ્રવ્યો તે બાઇઓએ સિદ્ધ કર્યાં હતાં, તે લઈને તેઓ કબરે આવી. તેઓએ કબર પરથી પથ્થર ગબડાવી દીધેલો દીઠો.

સર્વ—ઈસુ ખ્રિસ્તને જય.

આગેવાન—ત્યારે બીક તથા હર્ષસહિત કબરની પાસેથી વહેલી નીકળીને તેના શિષ્યોને ખબર આપવાને દોડી ગઈ. અને જુઓ, ઈસુએ તેઓને મળીને કહ્યું, કે કુશળતા.

સર્વ—ઈસુ ખ્રિસ્તને જય.

આગેવાન—પણ મરિયમ બહાર કબરની પાસે રડતી ઊભી રહી, અને તેણે કહ્યું, કે તેઓ મારા પ્રભુને લઇ ગયા છે અને તેઓએ તેને ક્યાં મૂક્યો છે તે હું જાણુતી નથી. તેણે ફરીને ઈસુને ઊભેલો જોયો; પણ એ ઈસુ છે એમ તેણે જાણ્યું નહિ. ઈસુ તેને કહે છે, કે મરિયમ! તે ફરીને તેને કહે છે, કે ગુરુજી!

સર્વ—ઈસુ ખ્રિસ્તને જય.

આગેવાન—તેજ દહાડે તેઓમાંના બે એમ્મોસ નામના એક ગામે જતા હતા. તેઓ એકબીજાની સાથે વાત કરતા તથા માહોમાંહે સવાલ પૂછતા હતા, એટલામાં ઈસુ પોતે તેઓની પાસે આવીને તેઓની સાથે ચાલ્યો.

સર્વ—ઈસુ ખ્રિસ્તને જય.

આગેવાન—તેજ દહાડે સાંજ પડયે શિષ્યો જ્યાં એકઠા થયા હતા, ત્યાંનાં બારણાં બંધ કરવામાં આવ્યાં હતાં, ત્યારે ઈસુ આવ્યો અને તેઓની વચમાં ઊભો રહીને તેઓને કહે છે, કે તમને શાંતિ થાઓ. એમ કહીને તેણે પોતાના હાથ તથા કૂંખ તેઓને દેખાડ્યાં.

સર્વ—ઈસુ ખ્રિસ્તને જય.

આગેવાન—સીમોન પીતર તેઓને કહે છે, કે હું માછલાં પકડવા જાઉં છું. તેઓ તેને કહે છે, કે અમે પણ તારી સાથે આવીએ છીએ, પણ તે રાત્રે તેઓને હાથ કંઇ આવ્યું નહિ. પણ પોહ ફાટતી વેળાએ ઈસુ કિનારે ઊભો હતો. જે શિષ્ય પર ઈસુ પ્રેમ રાખતો હતો તે પીતરને કહે છે, કે એ તો પ્રભુ છે.

સર્વ—ઈસુ ખ્રિસ્તને જય.

આગેવાન—પ્રભુને દહાડે હું આત્મામાં હતો, ત્યારે મેં મારી પાછળ રણશિંગડાંના અવાજ જેવી મોટી વાણી સાંભળી, જે વાણી મારી સાથે બોલી તેને જોવાને હું પાછો ફર્યો. અને ફર્યો ત્યારે મેં મનુષ્યપુત્ર જેવા એકને મેં જોયો, તેણે પગની પાની સુધી પહોંચે એવો ઝભો પહેરેલો હતો, અને તેની છાતી પર સોનાનો પટો બાંધેલો હતો. તેનું માથું તથા કેશ બરફની માફક શ્વેત હતા; અને

તેની આંખો અગ્નિની જ્વાળા જેવી હતી. તેના પગ જાણે ભઠ્ઠીમાં શુદ્ધ થએલા ચળકતા પિત્તળના જેવા હતા; તેનો સાદ પુષ્કળ પાણીના અવાજ જેવો હતો. જ્યારે મેં તેને જોયો ત્યારે મૂએલા જેવો થઇને હું તેના ચરણ આગળ પડયો. પછી તેણે પોતાનો જમણો હાથ મારા પર મૂકીને કહ્યું, કે બી મા, પ્રથમ તથા છેલ્લો હું છું. હું જીવંત છું; હું મૂઓ પણ હતો, અને, જુઓ, સદાકાળ જીવતો છું; અને મરણ તથા હાડેસની કૂંચીઓ મારી પાસે છે.

સર્વ—હાલેલુયા, હાલેલુયા, હાલેલુયા, ઈસુ ખ્રિસ્તને જય.

ગીત—

નવા કરારનો પાઠ—૧ કોરીંથી. ૧૫ ; ૧–૨૮.

મધ્યસ્થીની પ્રાર્થના—

ગીત—

દાનધર્મ—

દાનધર્મ પર આશીર્વાદ—

સ્તોત્ર—નંબર ૫૭૯.

બોધભાષણ—

શાંત આરાધના તથા પ્રાર્થના—

ગીત—

આશીર્વચન—હેબ્રી. ૧૩ ; ૨૦, ૨૧ : "હવે શાંતિનો દેવ, જેણે ઘેટાંના મોટા રખેવાળ આપણા પ્રભુ ઈસુને સર્વકાળના કરારના રક્તથી મૂએલાંમાંથી પાછો ઉઠાડયો, તે તમને દરેક સારા કામમાં એવા સંપૂર્ણ કરે કે તમે તેની ઇચ્છા પ્રમાણે [ સઘળું ] કરો, અને તેની દૃષ્ટિમાં જે સંતોષકારક છે, તે તે ઈસુ ખ્રિસ્તદ્વારા આપણી પાસે કરાવે; તેને સદા સર્વકાળ ગૌરવ હો. આમેન.

### પેન્ટીકોસ્ટ (પચાસમાનો દિવસ)

પેન્ટીકોસ્ટ તે મંડળીની વરસગાંઠ છે, એટલે યરૂશાલેમ મંડળીની સ્થાપનાની યાદગીરી આ દિવસે કરીએ છીએ. આ દિવસની સભામાં

એ બાબત ઉપર ભાર મૂકવો જોઈએ; એટલે પ્રાચીન મંડળીને પવિત્ર આત્માનું દાન આપવામાં આવ્યું તેનું સ્મરણ કરવું જોઇએ, અને હાલના ખ્રિસ્તીઓની સાક્ષી આપવાની ફરજ ઉપર ભાર મૂકવો જોઈએ, તથા સાક્ષીના કામમાં ઉત્તેજન આપવું જોઈએ. ગ્રામ્ય મંડળીઓમાં ભજન-સેવાનો નિયમિત કાર્યક્રમ ચાલે, પણ આટલો ઉમેરો કે ફેરફાર કરવો જોઇએ.

પ્રાસ્તાવિક વાક્યો :—દેવે આપણા હૃદયમાં પોતાના પુત્રનો આત્મા મોકલ્યો છે. જે આબા, બાપ, એમ કહીને હાંક મારે છે. એવી વેળા આવે છે, અને હાલ આવી છે, કે જ્યારે ખરા ભજનારા આત્માથી તથા સત્યતાથી બાપનું ભજન કરશે; કેમકે એવા ભજનારાઓને બાપ ઇચ્છે છે.

સર્વ—દેવ આત્મા છે, અને જેઓ તેને ભજે છે, તેઓએ આત્માથી તથા સત્યતાથી તેનું ભજન કરવું જોઇએ.

શાસ્ત્રપાઠો—ગીતશાસ્ત્ર : ૪૮, ૧૦૪, ૧૪૫.
યોએલ ૨ ; ૨૮–૩૨.
યોહાન ૧૪ ; ૧૫–૩૧ : ૧૬ ; ૧–૧૪.
પ્રે. કૃ. ૧ ; ૧–૧૧ : ૨જો અધ્યાય : ૧૯ ; ૧–૭.

ખાસ ગીતો—ભજનસંગ્રહ નં. ૧૯૮થી ૨૧૨ સુધી.

આશીર્વચન—પ્રભુ ઇસુ ખ્રિસ્તની કૃપા તથા દેવનો અપાર પ્રેમ, તથા પવિત્ર આત્માની સંગત તમ સર્વની સાથે સદાસર્વકાળ હોજો. આમેન.

# વાવણી કે પ્રથમ વરસાદનો તહેવાર

જે દિવસે પહેલો સારો વરસાદ પડે છે, તે દિવસે આ વાવણીનો તહેવાર પાળવો જોઇએ. આ તહેવારમાં બે કામ થાય છે: વરસાદની શરૂઆતને માટે પ્રભુની ઉપકારસ્તુતિ કરવામાં આવે છે; અને ખેતર, બી, ઓજારો, બળદો તથા આપણી અંગમહેનત ઉપર ઈશ્વરનો આશીર્વાદ માગવામાં આવે છે. ખેડૂત ભાઇઓની દરેક મંડળીમાં આ ઉત્સવ ઉજવવો જોઇએ. આફ્રિકામાં તે સર્વત્ર પાળવામાં આવે છે, અને ચીનમાં તથા હિન્દુસ્તાનમાં ઘણી મંડળીઓએ તે પાળવાની શરૂઆત કરી છે. નીચેના કાર્યક્રમ પ્રમાણે કેટલીક મંડળીઓ ચારપાંચ વરસથી આ તહેવાર પાળે છે.

## ભજનસેવાનો કાર્યક્રમ

**નોંધ:**—ભજનસેવાનો પહેલો ભાગ સાંજે રાખવામાં આવે છે. ખેડૂતો પોતાનાં ઓજારો તથા બીની ટોપલી ભજનસ્થાનમાં લાવે છે.

આગેવાન—એ માટે, હે સિયોનના પુત્રો, આનંદ કરો, ને તમારા દેવ યહોવાહમાં હરખાઓ; કેમકે તે તમને આગલો વરસાદ જોઇએ તેટલો આપે છે, ને તે તમારે સારૂ વરસાદ એટલે આગલો તથા પાછલો વરસાદ, પહેલાંની માફક વરસાવે છે.

ઉપકારસ્તુતિનાં ગીતો તથા ભજનો—

શાસ્ત્રપાઠો—પુન. ૧૧; ૧૩–૧૭. ગીત. ૬૫: ૧૦૭; ૩૫–૩૮. માત્થી ૬; ૨૪–૩૪.

વરસાદને માટે ઉપકારસ્તુતિની પ્રાર્થના—

ટૂંકું ભાષણ—માર્ગદર્શક આધારવાક્યો: ૨ કોરીં. ૯; ૧૦. ગી. શા. ૬૫; ૯–૧૧.

આશીર્વાદની ક્રયા—પ્રભુના મેજ પર મૂકવા બીની ટોપલીઓ આગળ લઇ જઇને સર્વ આ પ્રમાણે બોલે:

હે પ્રભુ, તારા આશીર્વાદને માટે આ બી રજુ કરીએ છીએ.

આગેવાન—પોતાના મહિમાને અર્થે ફસલનો પ્રભુ આ બીને આશીર્વાદિત કરો.

ત્યાર પછી બધાં પોતાનાં ઓજારો આગળ લાવીને પ્રભુના મેજ પાસે મૂકીને બોલે છે, કે હે પ્રભુ, તારે ચરણે તારા આશીર્વાદને માટે અમારાં ઓજારો મૂકીએ છીએ.

આગેવાન—પ્રભુના મહિમાને અર્થે તમ સર્વ આ ઓજારો વાપરી શકો, માટે પ્રભુ તમને કૃપા, તંદુરસ્તી, તથા બળ આપો.

સ્વાર્પણની પ્રાર્થના તથા બી અને ઓજાર ઉપર પ્રભુના આશીર્વાદની પ્રાર્થના

પ્રભુની પ્રાર્થના—

આશીર્વચન—

નોંધ—બીની ટોપલીઓ તથા ઓજારો આખી રાત ભજનસ્થાનમાં રાખવામાં આવે. બીજી સવારે પોહ ફાટતી વેળાએ બળદ તથા હળ લઈને બધા ખેડૂત ભાઇઓ સહકુટુંબ ભજનસ્થાન પાસે ભેગા થાય છે.

આગેવાન—શ્વાસોચ્છ્વાસ લેનારા, પ્રભુની સ્તુતિ કરો. તમે પ્રભુની સ્તુતિ કરો.

ઉપકારસ્તુતિનું ગીત—

શાસ્ત્રપાઠ—પુન ૨૮; ૧–૬. માર્ક ૪; ૧–૯.

પ્રભુના આશીર્વાદને માટે ખાસ પ્રાર્થના—

આશીર્વચન—પ્રભુ તમને આશીર્વાદ આપો, ને તમારું રક્ષણ કરો; પ્રભુ પોતાના મુખનો પ્રકાશ તમારા પાડો, અને તમારા પર કૃપા કરો.

પ્રભુ પોતાનું મુખ તમારા પર ઉઠાવો; અને તમને શાંતિ આપો. આમેન.

આ ભજનસેવા કર્યા પછી જો બની શકે તો આખી મંડળી સાથે સાથે નાસ્તો કરે અથવા ચા પીએ. ત્યાર પછી બીની ટોપલી, ઓજારો, હળ તથા બળદ લઈને પ્રસંગાનુસાર ભજનો ગાતાં ગાતાં પોતપોતાને ખેતરે જાય.

# પ્રથમ ફળનો તહેવાર

હિન્દની ઘણી રાની પ્રજાઓમાં આવો ઉત્સવ ઉજવવામાં આવે છે. જે પહેલું અનાજ કે ફળ પાકે તેમાંથી થોડો ભાગ તે જુદો કરે છે, અને અમુક ઠરાવેલા દિવસે પોતાનાં દેવદેવીઓને અર્પણ કરે છે. હેબ્રી લોકોનો એક સારો આનંદદાયક તહેવાર તે હતો (જુઓ લેવી. ૨૩; ૯–૧૪). આપણા ખ્રિસ્તી ખેડુત ભાઇઓનું રોજનું જીવન ખ્રિસ્તી આત્માથી ભરપૂર થાય માટે આવો ઉત્સવ આકર્ષક તથા લાભકારક છે.

ફસલની શરૂઆતમાં આ ઉત્સવ પાળવો જોઇએ. ઠરાવેલા દિવસે બધા ખ્રિસ્તીઓ ભજનસ્થાનમાં ભેગા થાય. વાડી કે ખેતરના કોઇ પણ પ્રથમ ફળનું અર્પણ દરેકે લાવવું જોઇએ.

આગેવાન—હે મારા આત્મા, યહોવાહને સ્તુત્ય માન,

મારા ખરા અંતઃકરણ, તેના પવિત્ર નામને સ્તુત્ય માન.

સર્વ—રે મારા આત્મા, યહોવાહને સ્તુત્ય માન,

તેના સર્વ ઉપકારો તું ભૂલી ન જા.

આગેવાન—સર્વની દૃષ્ટિ તારી તરફ તલપી રહે છે;

યોગ્ય સમયે તું તેઓને અન્ન આપે છે.

સર્વ—તું તારો હાથ ખોલીને સર્વ સજીવનોની ઇચ્છાને તૃપ્ત કરે છે.

આગેવાન—યહોવાહ પોતાના સર્વ માર્ગોમાં ન્યાયી છે;

સર્વ—તે પોતાનાં સર્વ કામોમાં કૃપાળુ છે.

ઉપકારસ્તુતિની પ્રાર્થના—

શાસ્ત્રપાઠ—(વારાફરતી વાંચવામાં આવે), ગીતશાસ્ત્ર ૬૭.

ગીત—ભજનસંગ્રહ ૫૯: ઇશ્વર કરે છે ઉપકાર.

શાસ્ત્રપાઠ—લેવી. ૨૩; ૯–૧૪. માત્થી ૧૩; ૩–૨૩.

ટૂંકું ભાષણ—

**અર્પણક્રિયા**—એક સ્વાર્પણનું ગીત ગાવામાં આવે છે, એટલામાં દરેક જણ પોતાનું અર્પણ લાવીને પ્રભુની મેજ પર મૂકે. ત્યાર પછી આગેવાન માલાખી ૩ ; ૭–૧૨ વાંચશે.

સ્તોત્ર—નંબર ૩૫૫ સર્વ સાથે ગાય છે.

**પ્રાર્થના**—

આશીર્વચન—પ્રભુ તમને આશીર્વાદ આપો ને તમારૂં રક્ષણ કરો ;
પ્રભુ પોતાના મુખનો પ્રકાશ તમારા પર પાડો;
અને તમારા પર કૃપા કરો.
પ્રભુ પોતાનું મુખ તમારા પર ઉઠાવો,
ને તમોને શાંતિ આપો. આમેન.

# ઉપકારસ્તુતિનો દિવસ

મુખ્ય પાકોની ફસલ પૂરી થાય ત્યારે ઉપકારસ્તુતિનો તહેવાર પાળવો જોઈએ. કેટલાક પ્રદેશોમાં દિવાળી વખતે કે દશેરા વખતે આ કામ થઇ શકે, પણ બીજા કેટલાક પ્રદેશોમાં ઉપકારસ્તુતિનો દિવસ જાન્યુઆરી કે ફેબ્રુઆરીમાં થાય છે. તેને માટે કાંઈ નિયમિત તારીખ હોઇ ન શકે પણ દર વરસે દરેક મંડળી અનુકૂળ દિવસ ઠરાવી શકે છે. ખેતીવાડીની મારફતે ઈશ્વરે ઉત્તમ દાનો આપણને સદુપયોગ માટે સોંપ્યાં છે. તેને માટે આપણે જવાબદાર છીએ, અને ઈશ્વરના દાનના કારભારીઓ તરીકે આ જવાબદારી સ્વીકારવાનો ઉત્તમ પ્રસંગ ઉપકાર-સ્તુતિનો દિવસ છે. આખા વરસની મહેનત તથા ઈશ્વરી કૃપાનાં ફળ આ દિવસે આપણે ઈશ્વરને અર્પીએ છીએ.

૧૯૩૬ની સાલમાં પેન્ડ્રા રોડની મંડળીમાં નીચેના કાર્યક્રમ પ્રમાણે ઉપકારસ્તુતિનો દિવસ પાળવામાં આવ્યો હતો. આ સુંદર વિધિ દરેક ગ્રામ્ય મંડળીમાં વાપરી શકાય. તે પ્રસંગે ભજનસ્થાન ફૂલો, તોરણ, ફળનાં ઝુમખા તથા અનાજના પુળાથી શણગારવામાં આવ્યું હતું. દરવાજા ઉપર એક સુંદર મુદ્રાલેખ ટાંગવામાં આવ્યો હતો. તેમાં આ શબ્દો લખેલા હતા : “ આભાર માનતાં માનતાં તેની ભાગળોમાં આવો.” ઠરાવેલા વખત પહેલાં ચોતરફથી લોકોનાં ટોળેટોળાં આવતાં દેખાયાં. દરેકના હાથમાં કાંઇક અર્પણ હતું. અનાજની ટોપલીઓ કે ગુણો, ઈંડાં. ફળ, શાકભાજી તથા મરઘાં પુષ્કળ પ્રમાણમાં આવ્યાં હતાં. મોટા ખાતેદારો ગાડાંમાં અનાજ લાવ્યા હતા ; કેટલાક મજૂર લોકો નાણું લાવ્યા હતા. ઉઘરાણામાં રૂા. ૨૨૫ રોકડા, ૧૦૮ મણ અનાજ તથા પુષ્કળ ફળ તથા ઈંડાં વગેરે આપવામાં આવ્યાં હતાં.

## ભજનસેવાનો કાર્યક્રમ

આગેવાન—યહોવાહની સ્તુતિ કરો, કેમકે તે ઉત્તમ છે ;
તેની કૃપા અનંતકાળ ટકનાર છે.

**સંબોધનરૂપી પ્રાર્થના—**

ઉપકારસ્તુતિનું ગીત—ભજનસંગ્રહ નં. ૫૯.

શાસ્ત્રપાઠ—(વિદ્યાર્થીઓ વારાફરતી વાંચે. નીચેના શાસ્ત્રપાઠો આવા પ્રસંગને માટે વાંચવા લાયક છે: પુન. ૮. ગી. શા. ૮, ૨૩, ૬૩, ૬૫, ૬૭, ૧૦૩, ૧૦૪, ૧૦૭, ૧૪૪, ૧૫૦. હઝ. ૩૪; ૨૫–૩૧. લુક ૧૨; ૧૩–૨૧.)

ખાસ ઉપકારસ્તુતિનું ગીત—છોકરીઓની ગાયનટોળી તરફથી ગાવામાં આવ્યું.

ઉપકારસ્તુતિની પ્રાર્થના—

ગીત—

શાસ્ત્રપાઠ—કારભારીપણા વિષે, આખી મંડળીએ વારાફરતી વાંચ્યો. (આવા શાસ્ત્રપાઠો વાંચી શકાય: ગીતશાસ્ત્ર ૨૪: ૭૨. માલાખી ૩; ૭–૧૨. માત્થી ૬; ૧૯–૩૪. ૧ કોરીંથી. ૮; ૧–૯. ૨ કોરીંથી. ૬; ૯–૧૫.)

ઉપકારસ્તુતિનું ગીત—આ ગીત એક ખેડૂતભાઈએ રચ્યું હતું ને એક ગામની ગાયનટોળીએ તબલાં તથા મંજીરા સાથે ગાયું.

પ્રાસંગિક ભાષણ—આધારવાક્ય: ગીતશાસ્ત્ર ૧૧૬; ૧૨, ૧૩.

પ્રાર્થના—

ઉપકારસ્તુતિનું અર્પણ—એક ગીત ગાવામાં આવતું હતું, એટલામાં બધા ભજનારાઓએ પૂજ્યભાવથી પોતાનું અર્પણ લાવીને ઠરાવેલા ઠેકાણે મૂક્યું.

આશીર્વાદની પ્રાર્થના—

સ્તોત્ર—નંબર ૫૪૨.

આશીર્વચન—

# દિવાળીને માટે ખ્રિસ્તી કાર્યક્રમ

દિવાળી આખા હિન્દુસ્તાનમાં એક આનંદદાયક તહેવાર ગણાય છે. જો કે તેના આરંભ વિષે જાત જાતની દંતકથાઓ છે, અને પછાત પ્રદેશોમાં મૂર્તિપૂજાની સાથે ઉજવવામાં આવે છે; તોપણ સુધરેલા હિન્દુ લોકો ઘણુંકરીને તે વિષે બીજી માનતાઓ રાખે છે. અજ્ઞાનતારૂપી અંધકાર ઉપર સત્યરૂપી પ્રકાશના જયના ઉત્સવ તરીકે તે પાળવામાં આવે છે. ઘણુંકરીને પાંચ દિવસ સુધી તેની ધમાલ ચાલે છે. તેમાં જૂના વરસની સમાપ્તિ, નવા વરસનો આરંભ, રોશની, જમણો, ફટાકડા, નવા પોષાક, ઘરો સાફ કરવાં તથા શણગારવાં, તથા સગાંસ્નેહીઓમાં અરસપરસ મુલાકાત તથા ઘણી બીજી રીતોનો સમાવેશ થાય છે. લગભગ દરેક પ્રકારના લોકો દિવાળી વખતે આનંદોત્સવ કરે છે, અને આ વખતે આપણા ગ્રામ્ય ખ્રિસ્તીઓને માટે ઘણું પરીક્ષણ છે. જો આ જૂના તહેવારોને બદલે આપણે તેઓને કાંઈક નવું નહિ આપીએ તો તેઓને વિશેષ પરીક્ષણ લાગશે. જૂના અર્થ પ્રમાણે નહિ પણ નવો અર્થ મૂકીને જો આપણે ખ્રિસ્તી દિવાળી પાળીએ તો ઘણું સારૂં પરિણામ આવે એ સંભવિત છે. નીચેના કાર્યક્રમ પ્રમાણે કેટલાંક ખ્રિસ્તી ગામડાંમાં દિવાળીના કેટલાક દિવસો પાળવામાં આવ્યા હતા. જ્યાં ફસલનો તહેવાર આશરે દિવાળી વખતે આવે ત્યાંને માટે આ કાર્યક્રમ વિશેષ ઉપયોગી છે. પાંચ દિવસના ઉત્સવને માટે તે તૈયાર કરવામાં આવ્યો છે. દરેક દિવસ પોતાના જૂના નામથી ઓળખાય છે ખરો, પરંતુ કોઈ ખાસ બંધબેસતો ખ્રિસ્તી સિદ્ધાંત ઉપર દરરોજ ભાર મૂકવામાં આવે છે

## પહેલો દિવસ—ધનતેરસ

હિન્દુ લોકો આ દિવસે લક્ષ્મીપૂજા કરે છે. પરંતુ ખ્રિસ્તી લોકોને આ દિવસે ખ્રિસ્તી કારભારીપણા વિષે શિક્ષણ આપવામાં આવે, અને તેમાં ઉત્તેજન મળે, ઉપકારસ્તુતિના ઉઘરાણામાં દરેક ખ્રિસ્તી ભાઈબેનને આપવાનું ઉત્તેજન મળે, માટે મંડળીના સેવકો ઘેરેઘેર જઈને ખ્રિસ્તી કારભારીપણાનું શિક્ષણ આપે, અને દરેકની પાસે આપવાનું વચન લે. સાંજની પ્રાર્થનાસભામાં પણ આજ વિષય પર શિક્ષણ આપવામાં આવે,

અને સ્વાર્પણનાં ગીતો ગાવામાં આવે. ખ્રિસ્તી લોકો સાથીઆ પૂરે અને સાંજથી માંડીને રોશની પણ કરે, તો કાંઇ વાંધો નથી.

### બીજો દિવસ—કાળીચૌદસ

આ જે ભયંકર દિવસ ગણાય છે તે દિવસે ખ્રિસ્તીઓ દરેક પ્રકારની બીક, તથા ભૂત પર ઇસુ ખ્રિસ્તના જયનું સ્મરણ કરી શકે છે. ઈશ્વર-પિતા આપણો રક્ષક તથા ઉત્તમ ઘેટાંપાળક છે, જે આપણને ભુત, મરણ, પરીક્ષણ તથા સર્વ ભૂંડાઇની બીકથી છોડાવે છે, તેનું સ્મરણ આ દિવસે કરવું જોઇએ, અને વિશેષ આનંદ કરવો જોઇએ. સાંજે મોટી ગાયનસભા થઇ શકે છે.

### ત્રીજો દિવસ—દિવાળી

આ દિવસે ફસલની ઉપકારસ્તુતિનો ઉત્સવ ઉજવવો જોઇએ. ઉપકારસ્તુતિના દિવસનો કાર્યક્રમ ૧૦૨જા પૃષ્ઠ પર મળશે. જો આ ભજન-સેવાનો કાર્યક્રમ દિવસે થતો હોય તો સાંજે સર્વ ખ્રિસ્તીઓ એક સામાન્ય જમણ લે. ત્યાર પછી મધરાત સુધી ગાયનસભા ચાલે, તેમાં ભજનો, કિર્તનો, તથા કથાઓ કરવામાં આવે; મધરાતે ગત વરસને માટે ખાસ ઉપકારસ્તુતિની પ્રાર્થના કરવામાં આવે.

### ચોથો દિવસ—નવું વરસ

સવારે બધા ખ્રિસ્તીઓ સરઘસમાં ભજનસ્થાને જાય. આ સભા તેમજ ઉપકારસ્તુતિની સભાને માટે દેવળ શણગારવું જોઇએ. આ ભજનસેવાનો મુખ્ય વિષય જગતનું અજવાળું પ્રભુ ઇસુ ખ્રિસ્ત છે. આ ભજનસેવાનો કાર્યક્રમ જાન્યુઆરી પહેલી તારીખે પણ વાપરી શકાય.

### ભજનસેવાનો કાર્યક્રમ

**આગેવાન**—ઊઠો પ્રકાશિત થાઓ; કેમકે તમારો પ્રકાશ આવ્યો છે, અને યહોવાહનો મહિમા તમારા પર ઊગ્યો છે. જુઓ, અંધારૂં પૃથ્વીને તથા ઘોર અંધકાર લોકોને ઢાંકશે; પણ યહોવાહ તમારા પર ઊગશે, અને તેનો મહિમા તમારા પર દેખાશે. પ્રજાઓ તારા પ્રકાશ ભણી તથા રાજાઓ તારા ઉદયના તેજ ભણી ચાલ્યા આવશે.

પિતાને હો મહિમા, પુત્રને પણ ને પવિત્ર આત્માને;

**સર્વ**—જેમ આરંભમાં હતું તેમ હમણાં ને સદા રહેશે; અનંતકાળ સુધી, આમેન, આમેન.

આગેવાન—પ્રભુની સ્તુતિ કરો.

સર્વ—પ્રભુના નામને ધન્ય હોજો.

પાપની કબૂલાતની તથા સંબોધનરૂપી પ્રાર્થના—

ઉપકારસ્તુતિનું ગીત—

શાસ્ત્રપાઠ—યશા. ૬૦ ; ૧–૫, ૧૮–૨૨ વારાફરતી વાંચવામાં આવે.

પ્રાર્થનારૂપી ગીત—

નવા કરારના શાસ્ત્રપાઠ નીચેના પાઠોમાંથી પસંદ કરવામાં આવે :
માત્થી ૫ ; ૧૩–૧૬. યોહાન ૧ ; ૧–૧૪ : ૮ ; ૧૨, ૩૧, ૩૨.
૧ યોહાન ૧ ; ૫–૭.

મધ્યસ્થીની પ્રાર્થના—

વિશ્વાસનામું—

ગીત —

બોધભાષણ—

સ્વાર્પણની ક્રિયા—આ ક્રિયામાં બધા નવે નામે ખ્રિસ્તને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લે, ને પોતાનું જીવન તથા સર્વસ્વ ખ્રિસ્તને સોંપે. નવા વરસ દરમિયાન એક બીજાની સેવા કરવી તથા ખ્રિસ્તની સાક્ષી પૂરવી એવાં વચનો દરેક જણ આપે; પછી ખાસ પ્રાર્થના કરવામાં આવે.

આશીર્વચન—પ્રભુ એકબીજા પરના તથા સર્વ માણસો પરના તમારા પ્રેમમાં પુષ્કળ વધારો કરો, એ સારૂ કે જ્યારે આપણો પ્રભુ ઈસુ પોતાના સર્વ સંતોની સાથે આવશે ત્યારે દેવ આપણા બાપની હજૂરમાં, તે તમારાં હૃદયોને પવિત્રતામાં નિર્દોષ કરવાને દૃઢ કરે. આમેન.

## પાંચમો દિવસ—ભાઈબીજ

આ દિવસે આપણે ખ્રિસ્તી ગૃહજીવન પર ખાસ ભાર મૂકવો જોઇએ. હિન્દુ સમાજમાં આ દિવસે ભાઈબેનો અરસપરસ મુલાકાત લે છે, અને સાથે સાથે ખાય છે; તે રીત ઘણી સારી છે, અને ખ્રિસ્તીઓ પણ એમજ કરે તો સારૂં. આ દિવસની પ્રાર્થનાસભામાં કુટુંબજીવનના વિષય પર ભાષણ આપવામાં આવે. આપણાં સગાંઓ જે ખ્રિસ્તી નથી, તેઓને ખ્રિસ્તની સુવાર્તા પ્રગટ કરવાનો આ એક ઉત્તમ દિવસ છે.

# નવા ખ્રિસ્તીઓને માટે ખ્રિસ્તી અજવાળાને અંગે એક ભજનસેવાનો કાર્યક્રમ

આ ભજનસેવાનો કાર્યક્રમ રેવરંડ અને મિસિસ એ. એફ. બોલંજર સાહેબે તૈયાર કર્યો હતો. તેઓને માલૂમ પડયું છે, કે નવા ખ્રિસ્તીઓ માટે તેમજ આખી મંડળી માટે તે ઘણો જ ઉત્તેજનદાયક છે. ખ્રિસ્તી દિવાળીના કાર્યક્રમમાં પણ આ ભજનસેવાનો કાર્યક્રમ વાપરી શકાય.

ઉપકારસ્તુતિનું ગીત—

પ્રાર્થના—

આ ભજનસેવાનો ખુલાસો—ઉત્પ. ૧; ૧–૩ અને યોહાન ૧; ૧–૫ને આધારે આગેવાન આ ભજનસેવાનો અર્થ સમજાવે. દિવસે તથા રાત્રે દૈહિક પ્રકાશને માટે ઇશ્વરે આપણે માટે સૂરજ, ચંદ્ર તથા તારાઓ ઉત્પન્ન કર્યા, તેમજ મનુષ્યના અંતઃકરણમાંથી અંધકાર તથા ભૂંડાઈ જતાં રહે તથા તેમા ઈશ્વરના પ્રેમનો પ્રકાશ પડે, માટે ઇશ્વરે આપણને પ્રબોધકો તથા બીજા ઈશ્વરભકતો મારફતે અજવાળું આપ્યું છે. આ ખુલાસો પૂરો થાય ત્યારે દેવળમાં બધી બત્તીઓ હોલવવામાં આવે.

પ્રકાશનાં કિરણો—આ કિરણોની નિશાની તરીકે નાની મીણબત્તીઓ સળગાવવામાં આવે અને પ્રબોધકોનાં પુસ્તકોમાંથી પાઠો વાંચવામાં આવે છે. વાંચનાર એક પડદાની પાછળથી વાચનપાઠો પૂજ્યભાવથી વાંચે છે. દરેક પાઠ વાંચતી વખતે એક નાનો છોકરો સળગેલી મીણબત્તી લઇને દેવળમાં આવે છે, અને સિંહાસન આગળ ઊભો રહે છે. આગેવાન દરેક છોકરાની મીણબત્તી લઇને મેજ પર હારમાં મૂકે છે, પછી છોકરો નીકળી જાય છે.

પ્રબોધકો તરફથી અજવાળાનાં કિરણો

૧. આમોસ ૫; ૧૪, ૧૫, ૨૪.

૨. પુન. ૬; ૫.

૩. મીખાહ ૬; ૮.

૪. યશા. ૪૯; ૬.
૫. હબા. ૨; ૨૦.
૬. યોહાન ૧; ૬, ૭.

ઈશ્વરનો પ્રકાશ—ઈશ્વરે પોતાના દીકરાની મારફતે જગતને ખરો પ્રકાશ આપ્યો છે, તે સંબંધી આગેવાન ટૂંક વિવેચન કરે છે. જ્યારે તે પહેલો યોહાન ૧; ૫, યશા. ૯; ૬ તથા યોહાન ૧; ૧૪ વાંચે છે ત્યારે એક મોટી મીણબત્તી લાવવામાં આવે છે. તે પ્રભુ ઈસુ ખ્રિસ્ત જે જગતનું અજવાળું છે, તેના ચિહ્ન તરીકે મેજ ઉપર નાની મીણબત્તી પાસે મૂકવામાં આવે છે.

ગીત—નં. ૫૨૫: રાજા ઈસુ આવ્યા.

આગેવાન—પ્રભુ ઈસુએ કહ્યું, કે જગતનું અજવાળું હું છું. તેના જીવન તથા તેનાં અદ્‌ભુત કામો મારફતે પોતાનાં નામોનો ખરો અર્થ સમજાવ્યો, એટલે અદ્‌ભુત મંત્રી, પરાક્રમી દેવ, સનાતન પિતા, ને શાંતિનો સરદાર. અને તેણે આપણને કહ્યું, કે તમે જગતનું અજવાળું છો.

સ્વાર્પણ તથા ઉપકારસ્તુતિનું ગીત—નં. ૩૯૩: ધન્યદીન. આ ગીત નવા બાપ્તિસ્મા પામેલા ખ્રિસ્તીઓ આગળ આવીને ગાય છે.

આગેવાન—આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તને ચરણે ચાલવાને માટે આપણું પવિત્ર શાસ્ત્ર પ્રકાશરૂપ તથા માર્ગદર્શક છે.

(વાંચે છે. ગીત. ૨૭; ૧: ૧૧૯; ૧૦૫. નીતિ. ૪; ૧૮. રૂમી. ૧૩; ૧૨.)

બત્તી સળગાવવાની ક્રિયા—શાસ્ત્રપાઠ વાંચવામાં આવે છે તે દરમિયાન નવા ખ્રિસ્તીઓ ઊભા રહે છે. વાચન પછી તેઓ એક પછી એક આગળ આવે છે. આગેવાનના હાથમાંથી એક નાની મીણબત્તી લઈને ખ્રિસ્તના પ્રકાશના ચિહ્નરૂપી મીણબત્તીથી સળગાવે છે. પછી પોતપોતાની જગાએ જાય છે.

અર્પણની પ્રાર્થના—ગીત. નં. ૫૨૦: **અજવાળે.** નવા ખ્રિસ્તીઓ શ્લોકો ગાય છે, ને આખી મંડળી ટેક ગાય છે. છેલ્લા શ્લોકો ગીત ગાતી વખતે સળગાવેલી મીણબત્તી ઊંચી રાખીને બધા દેવળમાંથી નીકળે છે, અને ગાતા ગાતા ઘર તરફ જાય છે.

# કૂવાની પ્રતિષ્ઠા

નોંધ—આ ક્રિયા દક્ષિણમાં કેટલીક મંડળીઓ વાપરે છે, અને ગ્રામ્ય ખ્રિસ્તીઓને તે ગમે છે નાશિકના બીશપ સાહેબે આ પુસ્તક માટે આ કાર્યક્રમ મોકલ્યો છે.

ગીત—

આગેવાન—પિતા, પુત્ર, તથા પવિત્ર આત્માને નામે.

સર્વ—આમેન.

આગેવાન—આપણે ઈશ્વરની આગળ આનંદ કરીએ.

ગીતશાસ્ત્ર ૧૦૭; ૧, ૩૫-૪૩ વારાફરતી વાંચવામાં આવે.

શાસ્ત્રપાઠ—યોહાન ૪; ૪-૧૫.

ઉપદેશક—આપણે પ્રાર્થના કરીએ: હે પ્રભુ, અમારા પર દયા કર,
હે ખ્રિસ્ત, અમારા પર દયા કર;
હે પ્રભુ, અમારા પર દયા કર.

પ્રભુની પ્રાર્થના—

ઉપદેશક—તે ખીણોમાં ઝરા ફોડે છે.

સર્વ—તેઓ ડુંગરોની વચ્ચે વહે છે.

ઉપદેશક—તે પોતાના ઓરડામાંથી ડુંગરો પર પાણી સિંચે છે.

સર્વ—તારાં કૃત્યોના ફળથી પૃથ્વી ધરાઈ જાય છે.

ઉપદેશક—ઢોરને સારૂ તે ઘાસ ને માણસના ખપને સારૂ શાકભાજી ઉપજાવે છે.

સર્વ—એમ ભૂમિમાંથી અન્ન નીપજાવે છે.

ઉપદેશક—માટે આનંદસહિત તારણના કૂવાઓમાંથી તમે પાણી ભરશો.

સર્વ—અને તે દિવસે તમે કહેશો કે પ્રભુનો આભાર માનો.

ઉપદેશક—કેમકે તારી સાથે જીવનનું ઝરણ છે.

સર્વ—અને તારા પ્રકાશમાં અમે પ્રકાશ જોઈશું.

પ્રાર્થના—હે દેવ, અમારા પરાક્રમી પિતા, સર્વ સારાં વાનાં તું આપે છે. તેં તારા સેવકોને આ કૂવો ખોદવામાં મદદ કરવાની પ્રેરણા કરી છે, માટે તારી ઉપકારસ્તુતિ કરીએ છીએ. તારી કૃપાનાં ફળ તેઓને આપ. અમારી સર્વ મૂશ્કેલીઓ તેં દૂર કરી છે માટે તારો આભાર માનીએ છીએ. અમારી પ્રાર્થનાઓ તથા ઉપકારસ્તુતિઓ ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને નામે તું સાંભળ તથા અંગીકાર કર. આમેન.

હે પરમ કૃપાળુ તથા શક્તિમાન પિતા, તેં અમારાં પૂર્વજો આદમ તથા હવાને માટે એદનવાડી તૈયાર કરી હતી, અને તે ખેડવા તેઓને ફરમાવ્યું હતું. અમ સર્વ ગરીબ તથા નમ્ર ખેડૂતો પર તું કૃપા કર. આ કૂવામાંથી અમને હમેશાં પાણીની છત મળે એવી કૃપા અમારા પર કર. જેમ તું કૃપા કરીને અમારી દૈહિક તરસ મટાડવા આ કૂવાનું પાણી આપે છે, તેમ અમારા આત્માને તું જીવતું પાણી પુષ્કળતાથી આપ. ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના નામે માગીએ છીએ. આમેન.

હે દેવ, તેં તારા વચન વડે કડવા પાણીને મીઠું કર્યું હતું. અમે નમ્રતાથી વિનંતી કરીએ છીએ કે આ કૂવાનું પાણી અમ સર્વને આશીર્વાદિત થાય. આ પાણી પીવાથી અને તારી કૃપાનું સ્મરણ કરવાથી અમારા અંતઃકરણમાંથી બધી કડવાશ નીકળી જાય એમ તું થવા દેજે. અમે સર્વ ઐક્ય તથા પ્રેમમાં રહી શકીએ માટે તારો આત્મા અમને આપ. તારી કૃપા તથા રહેમનજરને લીધે અમે તારો આભાર માનીએ છીએ તથા તારી સ્તુતિ કરીએ છીએ. તું એકલો જીવતો દેવ, પિતા, પુત્ર તથા પવિત્ર આત્મા સદાસર્વકાળ સુધી છે. આમેન.

આશીર્વચન—

# ખળીની પ્રતિષ્ઠા

રાની પ્રજાઓમાં તથા ઘણી ખેડૂત કોમોમાં જ્યારે ખળી તૈયાર કરવામાં આવે છે, ત્યારે ધર્મક્રિયા કરવામાં આવે છે અથવા ખેતરપાળ બનાવવામાં આવે છે. તે પ્રસંગને માટે કોઈ ખ્રિસ્તી ધર્મક્રિયા હોવી જોઇએ, એમ ઘણા ખેડૂત ભાઇઓએ સૂચના કરી છે. નીચે દર્શાવેલો કાર્યક્રમ ઉપદેશક ચલાવી શકે છે અથવા તેની ગેરહાજરીમાં ખેડૂત પોતે પોતાના કુટુંબને બોલાવીને કરી શકે છે. જો આ પ્રસંગને માટે કોઈ ખ્રિસ્તી કવિ એક ખાસ ગીત રચે તો ઘણું સારૂં.

### કાર્યક્રમ

ગીત—

શાસ્ત્રપાઠ—ગણના ૧૫; ૨૦. ગીત. ૬૫; ૯–૧૩. ૨ કોરીંથી. ૯ : ૧૦.

પ્રાર્થના—હે પરમ કૃપાળુ પિતા, વરસાદ તથા ફળદ્રુપ મોસમ તું મોકલે છે, તું પૃથ્વીની મુલાકાત લે છે, અને તેને પાણીથી સિંચે છે. આ નવી ફસલની મોસમને માટે અમે તારાં બાળકો નમ્રતાથી તારો આભાર માનીએ છીએ. સારા પાક તથા અનાજની છતને માટે તારી ઉપકારસ્તુતિ કરીએ છીએ. તું તારા ઉપકારથી આ વરસને આબાદી બક્ષે છે. અત્યારે તારા મહિમાને અર્થે આ ખળીની પ્રતિષ્ઠા કરીએ છીએ. જે બધું અનાજ મસળવામાં આવે છે, તે તારા મહિમાને અર્થે અમે વાપરવા ચાહીએ છીએ. તારા દૂતો આ ખળીનું તેમજ તારા સેવકોનું રક્ષણ કરે. તારી કૃપાથી આપેલું આ અનાજના અમૂલ્ય દાનમાંથી કાંઈ ખોવાઇ ન જાય, પરંતુ તારાં ભુખ્યાં બાળકોને ખવડાવવા તે વપરાઈ જાય, એમ તું થવા દેજે. જે કોઇ આ અનાજ ખાય તે તારી કૃપા અને પ્રેમ જાણે, અને કેવળ તું અમારી દિવસની રોટલી પૂરી પાડે છે, તે ભાન સર્વને થવા દે. જે નાનાં પક્ષીઓ અહીં પોતાનો રોજનો ખોરાક વીણી ખાય છે, તે પણ પોતાના આકાશમાંના બાપનો ઉપકાર જાણે

એમ તું થવા દેજે. જે ઈસુ ખ્રિસ્ત આકાશમાંથી આવેલી જીવનની રોટલી છે તેના નામમાં અમે માગીએ છીએ. આમેન.

પહેલી પુળીનું અર્પણ—પહેલી પુળી અથવા જેટલી ખેડૂત ઠરાવે તેના દાણા પ્રથમ ફળના દિવસને માટે જુદા રાખવામાં આવે; તે ફસલના પ્રભુને માટે પવિત્ર ગણવામાં આવે.

આશીર્વચન—પ્રભુ તમને આશીર્વાદ આપો ને તમારૂં રક્ષણ કરો;
પ્રભુ પોતાના મુખનો પ્રકાશ તમારા પર પાડો,
અને તમારા પર કૃપા કરો.
પ્રભુ પોતાનું મુખ તમારા પર ઉઠાવો, અને તમને શાંતિ આપો.
આમેન.

# ખ્રિસ્તી ઘર બાંધવાની શરૂઆતની ક્રિયા

લગભગ બધા લોકોમાં જ્યારે ઘરને માટે ખોદકામ શરૂ થાય છે, અને જ્યારે ખૂણાને પહેલો પથ્થર મૂકવામાં આવે છે, અથવા પહેલો થાંભલો રોપવામાં આવે છે, ત્યારે બાંધનારાઓ કંઇ ધર્મક્રિયા કે મુહૂર્ત કરે છે. એ રિવાજને અનુસરીને એવા પ્રસંગે ઘણા ખ્રિસ્તી ખેડૂતો પોતાના પડોશીઓને બોલાવે છે, પ્રાર્થના કરાવે છે, તથા ચાપાણી કરે છે. એવા પ્રસંગને માટે એક કાર્યક્રમ નીચે દર્શાવેલો છે.

ગીત—નં. ૪૭૨ : જો ઈશ્વર ઘર ન બાંધે તો.

ઉપકારસ્તુતિની પ્રાર્થના—

ગીતશાસ્ત્ર ૧૨૭ વાંચવામાં આવે.

શાસ્ત્રપાઠ—માત્થી ૭ ; ૨૪-૨૭

ઉપદેશકના બે બોલ—

મુહૂર્તક્રિયા—ઉપદેશક તથા બીજા બધા હાજર થએલા મિત્રો થાંભલા રોપવામાં તથા બીજું જે કામ કરવાનું છે તેમાં મદદ કરે.

અર્પણ—આ પ્રસંગે ઘરધણીની ઇચ્છા પ્રમાણે કાંઇ દાનધર્મ ઉપદેશકને આપે.

આશીર્વચન—હવે શાંતિને પ્રભુ પોતે તમને સર્વ સમયે તથા સર્વ પ્રકારે શાંતિ આપો. પ્રભુ આ ઘરમાં રહેનારાં સાથે સર્વકાળ સુધી હોજો. આમેન.

# વાસ્તુ

## ( ઘરની પ્રતિષ્ઠાક્રિયા )

નોંધ—જ્યારે ઘર પૂરૂં બાંધવામાં આવે ત્યારે પ્રતિષ્ઠાનો દિવસ ઠરાવવામાં આવે. ગામનાં બીજાં ભાઈબહેનોને, મિત્રોને, તથા પાળક સાહેબને હાજર થવાનું આમંત્રણ આપવું જોઈએ. ફૂલો તથા તોરણોથી તથા ધજાથી ઘરને શણગારવું. ઘરમાં એક અનુકૂળ જગાએ ઈસુ ખ્રિસ્તનું ચિત્ર હોવું જોઈએ, અને તેની પાસે અભરાઇ પર પવિત્ર શાસ્ત્ર અથવા નવો કરાર રાખવો જોઇએ. નવા ઘરમાં કૌટુંબિક પ્રાર્થનાનું સ્થાન આ થશે. ઠરાવેલા વખતે સર્વ લોકો બંધ કરેલા દરવાજાની આગળ ભેગા થાય. પાળક સાહેબ અથવા કોઈ ખાસ મિત્ર આ ક્રિયા ચલાવે.

આગેવાન—જો પ્રભુ ઘર ન બાંધે તો તેના બાંધનારાનો શ્રમ વ્યર્થ છે. જો
પ્રભુ નગરનું રક્ષણ ન કરે, તો ચોકીદારનું જાગવું કેવળ વ્યર્થ છે.

કુટુંબ—હે પ્રભુ ઈસુ, અમારા પરોણા થાઓ ;
અમારા ઘરમાં તમે વાસો કરો.

સંબોધનરૂપી પ્રાર્થના—

ઉપદેશક દરવાજાનું તાળું ઉઘાડી દરવાજો ખોલે છે.

આગેવાન—આભાર માનતાં માનતાં તેની ભાગળોમાં,
અને સ્તવન કરતાં તેનાં આંગણાંમાં આવો ;
તેનો ઉપકાર માનીને તેના નામને ધન્યવાદ આપો.

પ્રતિષ્ઠાનું ગીત—નં. ૪૭૨. બધાં ગીત ગાતાં ગાતાં ઘરમાં પ્રવેશ કરે છે ; ઉપદેશક તથા કુટુંબ ખ્રિસ્તના ચિત્ર આગળ ઊભાં રહે છે, અને ઉપદેશક હાથમાં શાસ્ત્ર લે છે.

શાસ્ત્રપાઠ—નીચે દર્શાવેલા પાઠોમાંથી પસંદ કરવો.

પુનર્નિયમ ૬; ૧–૧૩ : ૧૧; ૧૮–૨૧. રૂથ ૧. નીતિ. ૧ ; ૮, ૯
૩૧ ; ૧૦–૩૧. માત્થી ૧૮; ૧–૫. લુક ૧૦ ; ૩૮–૪૨
યોહાન ૨. એફેસી. ૬ ; ૧, ૨.

ટૂંકો બોધ—

પ્રતિષ્ઠાની ક્રિયા—

આગેવાન—આ ઘરની પ્રતિષ્ઠા તમે કોને નામે કરો છો?

કુટુંબ—અમે પ્રભુને નામે તેની પ્રતિષ્ઠા કરીએ છીએ.

આગેવાન—શું આ ઘરમાં પ્રભુ ઉપર વિશ્વાસ રાખીને તેની હાજરીના પ્રકાશમાં ચાલવાની તમારી ઇચ્છા છે?

કુટુંબ—હા, અમે તેના પર વિશ્વાસ રાખીએ છીએ અને તેની પાછળ અમે ચાલીશું.

આગેવાન—શું આ ઘરમાં તમે પ્રભુ ઈસુ ખ્રિસ્તને તથા ઈશ્વરના વચનને મુખ્ય સ્થાન આપો છો?

કુટુંબ—હા, તેને મુખ્ય સ્થાન આપીએ છીએ.

આગેવાન—ચાલો, આપણે આ ઘર પર ઈશ્વરનો આશીર્વાદ માગીએ અને પ્રાર્થના વડે ઈસુ ખ્રિસ્તને નામે તેની પ્રતિષ્ઠા કરીએ.

પ્રતિષ્ઠાની પ્રાર્થના—

પ્રભુની પ્રાર્થના—

આશીર્વચન—પ્રભુ તમને આશીર્વાદ આપો ને તમારું રક્ષણ કરો;

પ્રભુ પોતાના મુખનો પ્રકાશ તમારા પર પાડો;

અને તમારા પર કૃપા કરો.

પ્રભુ પોતાનું મુખ તમારા પર ઉઠાવો, ને તમને શાંતિ આપો.

આમેન.

# યાદગીરીની સભાનો કાર્યક્રમ

કેટલીક રાની પ્રજાકોમોમાં મરણ પામેલાં સગાંસ્નેહીઓના સ્મરણમાં એક ખાસ દિવસ પાળવામાં આવે છે, તે શ્રાદ્ધ કહેવાય છે. વળી જૂના કાળથી ઘણી ખ્રિસ્તી મંડળીઓ સર્વ આત્માઓનો દિવસ પાળે છે. આ બે રિવાજો ધ્યાનમાં લઈને એમ દેખાય છે, કે ગ્રામ્ય મંડળીઓમાં એવી યાદગીરીની સભા રાખવામાં આવે તો સારૂં. ઘણીવાર જ્યારે કોઈ ખ્રિસ્તી મરણ પામે છે, ત્યારે ઉપદેશક હાજર થઈ શકતો નથી, માટે જો સર્વ મરણ પામેલાઓના સ્મરણમાં અને જયવંત મંડળીની સાથે આપણો સંબંધ દર્શાવવા માટે આવી સભા હોય તો ઘણી અસર થાય. એક રવિવારે આ સભા રાખવામાં આવે.

**પ્રાસ્તાવિક વાક્ય**—હે પ્રભુ, પેઢી દરપેઢી તું અમારો આશ્રય થયો છે;

પર્વતો ઉત્પન્ન થયા હતા,

અને તેં પૃથ્વી તથા જગતને રચ્યાં હતાં, તે પહેલાં એટલે અનાદિ-

કાળથી તે અનંતકાળ સુધી તું ઈશ્વર છે.

ગીત—ભજનસંગ્રહ નં. ૪૪૬ : સંતોનો વિશ્રામ.

શાસ્ત્રપાઠ—ગીતશાસ્ત્ર ૯૦, વારાફરતી વાંચવામાં આવે.

ગીત—ભજનસંગ્રહ નં ૪૭૩ : ખ્રિસ્તી સંગત.

શાસ્ત્રપાઠ—નવા કરારમાંથી ૧ થેસ્સા. ૪; ૧૩–૧૮. હેબ્રી. ૧૧; ૧૭–૪૦.

યાદગીરીની ક્રિયા—ગતવર્ષ દરમિયાન મંડળીમાં જે સર્વ મરણ પામ્યાં હતાં તેઓનાં નામો વાંચવામાં આવે, ત્યાર પછી તેઓના જીવનને માટે ઉપકારસ્તુતિની પ્રાર્થના ઉપદેશક કરાવે.

ટૂંકું ભાષણ—

ગીત—ભજનસંગ્રહ નં. ૪૩૯ : સ્વર્ગી ભુવન.

આશીર્વચન—હવે શાંતિનો દેવ, જેણે ઘેટાંના મોટા રખેવાળ આપણા પ્રભુ ઈસુને સર્વકાળના કરારના રક્તથી મૂએલાંમાંથી પાછો ઉઠાડયો, તે તમને દરેક સારા કામમાં એવા સંપૂર્ણ કરે કે તમે તેની ઇચ્છા પ્રમાણે સઘળું કરો. અને તેની દૃષ્ટિમાં જે સંતોષકારક છે તે તે ઈસુ ખ્રિસ્તદ્વારા આપણી પાસે કરાવે, તેને સદાસર્વકાળ ગૌરવ હો. આમેન.

## બાળકોનું સમર્પણ

નોંધ—જે મંડળીઓમાં બાળકોને બાપ્તિસ્મા આપવાનો રિવાજ નથી, તે મંડળીઓમાં આવી સમર્પણ ક્રિયાની જરૂર છે. એ રિવાજને શાસ્ત્રનો આધાર હોવાથી તેને આવકાર લાયક ઘણી મંડળીઓ ગણે છે. ફરીથી દેવળમાં જવાને મા શક્તિમાન થાય ત્યારે, અથવા માબાપ અને પાળક મળીને ઠરાવે ત્યારે, આ ક્રિયા કરી શકાય. બાળકના રવિવારે અથવા નાતાલના દિવસે જો આ ક્રિયા થાય, તો વિશેષ સારી અસર થાય.

ગીત—(આ ગીત ગાવામાં આવે છે, એટલામાં માબાપો પોતાનાં બાળકોને આગળ લઇ આવે છે. એક મોટી મીણબત્તી મેજ પર રાખવામાં આવે છે, અને દરેકના બાળકને માટે નાની મીણબત્તી ત્યાં હોવી જોઇએ. ગીત પૂરું થાય ત્યારે મોટી મીણબત્તી જે ઈસુ ખ્રિસ્તની હાજરીની નિશાની છે, તે સળગાવવામાં આવે છે. કેટલીક મંડળીમાં આ મીણબત્તીની યોજનાને બદલે ઈસુ ખ્રિસ્ત બાળકોને આશીર્વાદ આપે છે તે ચિત્ર આ પ્રસંગે બતાવવામાં આવે છે).

શાસ્ત્રપાઠ—૧ શમૂએલ ૧; ૨૪–૨૮. માર્ક ૧૦; ૧૩–૧૬.

ઉપદેશકના બે બોલ—માબાપ તરીકે આપણી ફરજ, અથવા નાનાં બાળકો પ્રત્યે ખ્રિસ્તનો પ્રેમ, એવા વિષય ઉપર ત્રણચાર મિનિટનું ભાષણ કરી શકાય.

અર્પણક્રિયા—

સવાલ—ઈશ્વરે આ મૂલ્યવાન બાળક તમને સોંપ્યું છે. એ તમારા હાથમાં નરમ માટીની માફક છે, એને ખીલવીને પ્રભુની સેવા માટે યોગ્ય ઘાટ ઉતારવાનો છે; એને તમે ગંભીરતાપૂર્વક હાલ ઈશ્વરને અર્પણ કરો છો?

જવાબ—હા, અમે તેનું અર્પણ કરીએ છીએ.

સવાલ—ઈશ્વરના બાળક તરીકે તેને ઉછેરવું જોઇએ, તેની આખી જિંદગી પર્યંત ઈશ્વરની પ્રીતિ તેની સેવા તથા માણસોની સેવા કરે અને સર્વ ભૂંડાઇથી દૂર રહે, તે માટે યોગ્ય કેળવણી તમે ઈશ્વરની સહાયથી આપશો ?

જવાબ—ઈશ્વરની સહાયથી અમે એમ જ કરીશું.

સવાલ—આ નાના બાળકની ખાતર શું તમારા ઘરમાં શુદ્ધતા, ભક્તિભાવ તથા પ્રેમભાવનું વાતાવરણ નિત્ય રાખવાની પ્રતિજ્ઞા લો છો ?

જવાબ—હા, તે અમારો હેતુ છે.

સવાલ—ઈશ્વર આ તમારા બાળકને દોરે, તેનું રક્ષણ કરે અને પોતાના મહિમાને અર્થે તેને વાપરે, એ માટે તમે એમનું તથા તમારૂં પોતાનું અર્પણ કરવા રાજી છો ?

જવાબ—હા, અમે રાજી છીએ.

ઉપદેશક—ઈશ્વરે તમારાં વચનો સાંભળ્યાં છે. આ વચનો સંપૂર્ણ રીતે પાળવા, આ નાના બાળકને પ્રભુની બીક તથા બોધમાં ઉછેરવા, તથા તેનાં પગલાં ન્યાયીપણાને માર્ગે દોરવા પ્રભુ તમને સંપૂર્ણ કૃપા તથા શક્તિ આપો. આમેન.

નામકરણ—જો હજુ નામ પાડવામાં આવ્યું ન હોય તો અત્યારે જે નામ માબાપે પસંદ કર્યું છે તે નામ ઉપદેશક જાહેર કરે. ત્યાર પછી દરેક નાના બાળકને માટે મોટી મીણબત્તીની પાસે એક નાની મીણબત્તી સળગાવવામાં આવે અને પ્રભુની મેજ ઉપર મૂકવામાં આવે.

ઉપકારસ્તુતિનું ઉધરાણું—

પ્રાર્થના—

આશીર્વચન—હવે શાંતિનો પ્રભુ પોતે સર્વ સમયે તથા સર્વ પ્રકારે તમને શાંતિ આપો, તમારૂં રક્ષણ કરો, અને તમને અનંતજીવનના માર્ગમાં દોરો. પ્રભુ તમ સર્વની સાથે હો. આમેન.

## દફનક્રિયા

**નોંધ:**—મરણ પછી રોવું, કુટવું, દારૂ વાપરવો, જમણ, બારમું, તેરમું, શ્રાદ્ધ, મુંડણ, વગેરે બાબતોને ખ્રિસ્તી મંડળી નિષેધ ગણે છે. આપણો પ્રભુ ઇસુ ખ્રિસ્ત મૂએલાંમાંથી ઊઠયો છે માટે અનંતજીવનની ખાતરીપૂર્વક આશા છે. મરણ પ્રસંગે ખ્રિસ્ત પર વિશ્વાસ રાખનારાને શોભે એવી રીતે વર્તવું જોઇએ. જો ઉપદેશક હાજર ન હોય તો કોઇ પણ ખ્રિસ્તી ભાઈ આ દફનક્રિયા કરી શકે. જ્યારે બધી તૈયારી થાય છે, ત્યારે આ પ્રમાણે ક્રિયા ચલાવવી.

### ઘેર

આગેવાન—ઈસુ કહે છે, કે પુનરુત્થાન તથા જીવન હું છું. જે મારા પર વિશ્વાસ કરે છે તે જો કે મરી જાય તોપણ જીવતો થશે; અને જે કોઈ જીવે છે અને મારા પર વિશ્વાસ રાખે છે, તે કદી મરશે જ નહિ. કેમકે આપણે આ જગતમાં કાંઈ લાવ્યા નથી, અને તેમાંથી કાંઇ લઇ જઇ શકતા નથી. પ્રભુએ આપ્યું અને પ્રભુએ લઇ લીધું છે, પ્રભુના નામને ધન્ય હો. તમારાં હૃદયોને વ્યાકુળ થવા ન દો; તમે દેવ પર વિશ્વાસ રાખો છો, મારા પર પણ વિશ્વાસ રાખો.

પ્રાર્થના—હે ઈશ્વર, અમારા પિતા, જીવનના પ્રભુ, મોત પર જય પામનાર, દુ:ખના સમયે તું અમારો ગઢ તથા આશ્રયસ્થાન છે. અમે શોક કરીએ છીએ, અને મરણની હજૂરમાં છીએ, માટે અમને દિલાસો આપ, અને તું જે જીવતો દેવ છે તે તારૂં ભજન કરતાં શીખવ. જે આત્મા અમારી પાસેથી જતો રહ્યો છે તેને તારા હાથમાં સોંપીએ છીએ. અનંતજીવનની ખાતરીપૂર્વક આશા અમારામાં તું દૃઢ કર, એ સારૂ કે અમે તારી અદ્‌ભુત કૃપા તથા દયા પર સંપૂર્ણ ભરોસો રાખી શકીએ. ખ્રિસ્ત અમારા પ્રભુને નામે માગીએ છીએ. આમેન.

પ્રભુની પ્રાર્થના—

દિલાસારૂપી ગીત—

શાસ્ત્રપાઠ—નીચે દર્શાવેલા પાઠોમાંથી પસંદ કરી શકાય:

| પ્રૌઢ માણસો માટે | બાળકો માટે |
|---|---|
| ૧. ગીતશાસ્ત્ર ૯૦. | ૧. ગીતશાસ્ત્ર ૨૩. |
| ૨. યશાયાહ ૪૦; ૬–૮. | ૨. યશાયાહ ૪૦ ; ૧૧. |
| ૩. ૧ કોરીંથી. ૧૫. | ૩. માત્થી ૧૮; ૧૦. |
| ૪. યોહાન ૧૪; ૧–૩, ૨૫–૨૭. | ૪. માર્ક ૧૦; ૧૪. |

પ્રાર્થના—જેઓ શોક કરે છે, તેઓને ખાસ દિલાસો મળે અને પ્રભુમાં સંપૂર્ણ શાંતિ મળે, એવી પ્રાર્થના કરવી જોઈએ.

આશીર્વચન—પ્રભુ તમને આશીર્વાદ આપો, અને તમારૂં રક્ષણ કરો ;
પ્રભુ પોતાના મુખનો પ્રકાશ તમારા પર પાડો, અને તમારા પર કૃપા કરો ;
પ્રભુ પોતાનું મુખ તમારા પર ઉઠાવો, અને તમને શાંતિ આપો. આમેન.

### કબરસ્તાને

કબર આગળ—શબને કબરમાં મૂક્યા પછી આ પ્રમાણે વાંચવામાં આવે,

આગેવાન—સર્વશક્તિમાન ઇશ્વરને પોતાની દીર્ઘદૃષ્ટિ તથા દયાદૃષ્ટિ પ્રમાણે આ ગુજરનારના આત્માને બોલાવી લેવાનું યોગ્ય જણાયું છે. તો જેણે આપણને દિલાસો દીધો છે, કે પુનરુત્થાન તથા જીવન હું છું ; મારા પર જે વિશ્વાસ કરે છે, તે જોકે મરી જાય તોપણ જીવતો થશે ; અને જે જીવતાં મારા પર વિશ્વાસ કરે છે, તે કદી મરશે નહિ, તે પ્રભુ ઈસુ પર ભરોસો રાખતાં આ મરનારનું શરીર માનસહિત આપણે ભૂમિને સોંપીએ છીએ. એટલે માટી તે માટીને, તથા ધૂળ તે ધૂળને, અને રાખ તે રાખને. (આ છેલ્લા શબ્દો ઉચ્ચારવામાં આવે ત્યારે ફૂલો અથવા માટી શબ ઉપર નાખવામાં આવે ).

પ્રાર્થના—

આશીર્વચન—હવે શાંતિનો દેવ, જેણે ઘેટાંના મોટા રખેવાળ આપણા પ્રભુ ઈસુને સર્વકાળના કરારના રક્તથી મૂએલાંમાંથી પાછો ઉઠાડયો, તે તમને દરેક સારા કામમાં એવા સંપૂર્ણ કરે કે તમે તેની ઇચ્છા પ્રમાણે સઘળું કરો, અને તેની દૃષ્ટિમાં જે સંતોષકારક છે, તે તે ઈસુ ખ્રિસ્ત દ્વારા આપણી પાસે કરાવે ; તેને સદાસર્વકાળ ગૌરવ હો. આમેન.

# દાનધર્મની સાથે શાસ્ત્રવાક્યો

યહોવાહના નામને ઘટિત ગૌરવ આપો; અર્પણ લઈને તેની હજૂરમાં આવો;

પવિત્ર વસ્ત્ર પહેરીને યહોવાહની આગળ નમો. ૧ કાળવૃત્તાંત ૧૬; ૨૯.

પૃથ્વી તથા તેનું સર્વસ્વ યહોવાહનાં છે;

જગત તથા તેમાં રહેનારાં [પણ તેનાં છે]. ગીતશાસ્ત્ર ૨૪; ૧.

ઈશ્વરના યજ્ઞો તો રાંક મન છે;

હે ઈશ્વર, તું રાંક મન અને નમ્ર હૃદયોને ધિક્કારીશ નહિ. ગીતશાસ્ત્ર ૫૧; ૧૭.

હું યહોવાહના મારા પર થએલા સર્વે ઉપકારોનો તેને શો બદલો આપું? ગીતશાસ્ત્ર ૧૧૬; ૧૨.

તારા દ્રવ્યથી, તથા તારી પેદાશના પ્રથમ ફળથી, યહોવાહનું સન્માન કર; એમ [કરવાથી] તારી વખારો ભરપૂર થશે, અને તારા દ્રાક્ષાકુંડો નવા દ્રાક્ષારસથી ઉભરાઇ જશે. નીતિવચન ૩; ૯, ૧૦.

હું શું લઇને યહોવાહની હજૂરમાં આવું, ને મહાન દેવને નમસ્કાર કરૂં? શું હું દહનીયાર્પણો લઇને, એક વરસના વાછરડાને લઇને તેની આગળ આવું? શું હજારો ઘેટાંઓથી કે તેલની હજારો નદીઓથી યહોવાહ રાજી થશે? શું મારા અપરાધને લીધે હું મારા પ્રથમજનિતનું બલિદાન આપું? મારા આત્માના પાપને લીધે મારા અંગના ફળનું અર્પણ કરૂં? હે મનુષ્ય, સારૂં શું છે તે તેણે તને બતાવ્યું છે; ન્યાયથી વર્તવું, દયાભાવ રાખવો, તથા તારા દેવની સાથે નમ્રતાથી ચાલવું, એ સિવાય યહોવાહ તારી પાસે બીજું શું માગે છે? મીખાહ ૬; ૬–૮.

દશાંશો ભર્યાપૂરા ભંડારમાં લાવો, જેથી મારા મંદિરમાં અન્નની છત રહે, અને એમ કરીને મારૂં પારખું તો લઈ જુઓ, કે હું તમારે સારૂ આકાશની બારીઓ ખોલી નાખીને સમાવેશ કરવાને પૂરતી જગા નહિ હોય, એટલો બધો આશીર્વાદ તમારા પર મોકલી દઉં છું કે નહિ! એવું સૈન્યનો [દેવ] યહોવાહ કહે છે. માલાખી ૩; ૧૦.

પૃથ્વી પર પોતાને સારૂ દ્રવ્ય એકઠું ન કરો, જ્યાં કીડા તથા કાટ નાશ કરે છે, ને જ્યાં ચોરો ખાતર પાડીને ચોરી જાય છે. પણ તમે પોતાને સારૂ આકાશમાં દ્રવ્ય એકઠું કરો, જ્યાં કીડા અથવા કાટ નાશ નથી કરતા, ને જ્યાં ચોરો ખાતર પાડીને ચોરી જતા નથી; કેમકે જ્યાં તમારૂં દ્રવ્ય છે ત્યાં જ તમારૂં ચિત્ત પણ રહેશે. માત્થી ૬ ; ૧૯–૨૧.

પણ તમે પહેલાં તેના રાજ્યને તથા તેના ન્યાયીપણાને શોધો, એટલે એ બધાં વાનાં પણ તમને અપાશે. માત્થી ૬ ; ૩૩.

કેવી રીતે ઉદ્યોગ કરીને તમારે નબળાઓને સહાય કરવી જોઇએ તે મેં બધી વાતે તમને કરી બતાવ્યું છે, અને "લેવા કરતાં આપવામાં વધારે ધન્યતા છે" એ પ્રભુ ઈસુનું વચન જે તેણે પોતે કહ્યું છે, એ તમારે યાદ રાખવું જોઇએ. પ્રે. કૃ. ૨૦ ; ૩૫.

તેથી, ભાઇઓ, હું તમને વિનંતી કરીને કહું છું, કે દેવની દયાની ખાતર તમે તમારાં શરીરોનું જીવતું, પવિત્ર તથા દેવને પસંદ પડે એવું, અર્પણ કરો; એ તમારી બુદ્ધિપૂર્વક સેવા છે. રૂમી. ૧૨ ; ૧.

હું આવું ત્યારે તમારે ઉઘરાણાં કરવાં ન પડે, માટે [દર] અઠવાડીઆને પહેલે દિવસે તમારામાંના દરેકે પોતાની કમાણી પ્રમાણે કંઈક રાખી મૂકવું. ૧ કોરીંથી. ૧૬ ; ૨.

કેમકે તમે આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા જાણો છો, કે તે ધનવાન છતાં તમારે લીધે દરિદ્રી થયો, એ માટે કે તમે તેની દરિદ્રતાથી ધનવાન થઇ જાઓ. ૨ કોરીંથી. ૮ ; ૯.

જેમ દરેકે પોતાના હૃદયમાં અગાઉથી ઠરાવ્યું છે, તે પ્રમાણે તેણે આપવું; ખેદથી નહિ, કે ફરજિયાત નહિ; કેમકે ખુશીથી આપનારને દેવ ચાહે છે. ૨ કોરીંથી. ૯ ; ૭.

દરેક ઉત્તમ દાન તથા દરેક સંપૂર્ણ દાન ઉપરથી હોય છે, અને પ્રકાશોનો પિતા જેનામાં વિકાર થતો નથી, તેમજ જેનામાં ફરવાથી પડતો પડછાયો પણ નથી, તેની પાસેથી ઊતરે છે. યાકૂબ ૧ ; ૧૭.

# ૨૦ વર્ષ માટે ઇસ્ટર તથા બીજા તહેવારોની તારીખ

| સાલ | ઇસ્ટર | લેન્ટનો પહેલો દિવસ | આકાશગમન | પેન્ટીકોસ્ટ |
|---|---|---|---|---|
| ૧૯૪૦ | માર્ચ ૨૪ | ફેબ્રુઆરી ૬ | મે ૨ | મે ૧૨ |
| ૧૯૪૧ | એપ્રિલ ૧૩ | ફેબ્રુઆરી ૨૬ | મે ૨૨ | જુન ૧ |
| ૧૯૪૨ | એપ્રિલ ૫ | ફેબ્રુઆરી ૧૮ | મે ૧૪ | મે ૨૪ |
| ૧૯૪૩ | એપ્રિલ ૨૫ | માર્ચ ૧૦ | જુન ૩ | જુન ૧૩ |
| ૧૯૪૪ | એપ્રિલ ૯ | ફેબ્રુઆરી ૨૨ | મે ૧૮ | મે ૨૮ |
| ૧૯૪૫ | એપ્રિલ ૧ | ફેબ્રુઆરી ૧૪ | મે ૧૦ | મે ૨૦ |
| ૧૯૪૬ | એપ્રિલ ૨૧ | માર્ચ ૬ | મે ૩૦ | જુન ૯ |
| ૧૯૪૭ | એપ્રિલ ૬ | ફેબ્રુઆરી ૧૯ | મે ૧૫ | મે ૨૫ |
| ૧૯૪૮ | માર્ચ ૨૮ | ફેબ્રુઆરી ૧૦ | મે ૬ | મે ૧૬ |
| ૧૯૪૯ | એપ્રિલ ૧૭ | માર્ચ ૨ | મે ૨૬ | જુન ૫ |
| ૧૯૫૦ | એપ્રિલ ૯ | ફેબ્રુઆરી ૨૨ | મે ૧૮ | મે ૨૮ |
| ૧૯૫૧ | માર્ચ ૨૫ | ફેબ્રુઆરી ૭ | મે ૩ | મે ૧૩ |
| ૧૯૫૨ | એપ્રિલ ૧૩ | ફેબ્રુઆરી ૨૬ | મે ૨૨ | જુન ૧ |
| ૧૯૫૩ | એપ્રિલ ૫ | ફેબ્રુઆરી ૧૮ | મે ૧૪ | મે ૨૪ |
| ૧૯૫૪ | એપ્રિલ ૧૮ | ફેબ્રુઆરી ૩ | મે ૨૭ | જુન ૬ |
| ૧૯૫૫ | એપ્રિલ ૧૦ | ફેબ્રુઆરી ૨૩ | મે ૧૯ | મે ૨૯ |
| ૧૯૫૬ | એપ્રિલ ૧ | ફેબ્રુઆરી ૧૪ | મે ૧૦ | મે ૨૦ |
| ૧૯૫૭ | એપ્રિલ ૨૧ | માર્ચ ૬ | મે ૩૦ | જુન ૯ |
| ૧૯૫૮ | એપ્રિલ ૬ | ફેબ્રુઆરી ૧૯ | મે ૧૫ | મે ૨૫ |
| ૧૯૫૯ | માર્ચ ૨૯ | ફેબ્રુઆરી ૧૧ | મે ૭ | મે ૧૭ |
| ૧૯૬૦ | એપ્રિલ ૧૭ | માર્ચ ૨ | મે ૨૬ | જુન ૫ |

# સાહિત્યસંગ્રહ

## ભાગ ૧. ભજનસેવાને લગતું ખ્રિસ્તી સાહિત્ય

નોંધ :—ઘણું કરીને આ સાહિત્ય સુરત મધ્યેના મિશન પ્રેસમાંથી મળશે. અપવાદ હોય, તો કયાંથી મળશે, તે બતાવવામાં આવે છે.

| પુસ્તકનું નામ | કર્તા | કયારે છપાયું | પૃષ્ઠ | કિંમત |
|---|---|---|---|---|
| બાળક તથા તેનો ધર્મ | મમ્મન | ૧૯૩૫ | ૮૨ | ૦–૩–૦ |
| બાળક | મિસિસ પ્રાઈસ | ૧૯૩૬ | ૧૬૦ | ૦–૬–૦ |
| આજની સાબ્બાથશાળા | આન્નેટ | ૧૯૩૭ | ૧૧૧ | ૦–૪–૦ |
| પ્રભુભોજનની તૈયારી | રેવ. જેમ્સ જી. ગુલ્ડ | ૧૯૨૯ | ૩૨ | ૦–૧–૦ |
| પ્રભુભોજન | રેવ. રામજી પુંજાભાઇ M.E. | ૧૯૨૭ | ૬૦ | ૦–૪–૦ |
| ભક્તિ વિષે વાતચીત | | ૧૯૪૯ | ૧૨ | ૦–૦–૩ |
| ઈશ્વરના સાન્નિધ્યનો અનુભવ | ભા. ક. મણિલાલ સી. પારેખ | ૧૯૨૫ | ૬૨ | ૦–૧–૦ |
| ખ્રિસ્તી ધર્મ વિષે બોધભાષણ નિરૂપણ | રેવ. જે વી. એસ. ટેલર | ૧૯૧૩ | ૬૬ | ૦–૨–૦ |
| હોમીલેટિક્સનો સંક્ષિપ્ત અભ્યાસક્રમ | રેવ. આર. ડી. બીસ્બી M.E. | ૧૯૧૬ | ૭૧ | ૦–૮–૦ |

## ભાગ ૨. ભજનસેવામાં વાપરવા લાયક સાહિત્યો નીચે દર્શાવેલાં પુસ્તકોમાં મળશે.

| પુસ્તકનું નામ | કર્તા | કયારે છપાયું | પૃષ્ઠ | કિંમત |
|---|---|---|---|---|
| શાસ્ત્રનો અભ્યાસી | રેવ. રામસિંહ કહાનદાસ | ૧૯૧૦ | ૩૨૨ | ૧– ૦–૦ |
| રેલો તથા ગીતો | રેવ. ડબ્લ્યુ. જી. મલ્લિગન | ૧૯૩૬ | ૨૫૭ | ૦–૧૨–૦ |
| પિતૃઓના કૂવા | ” ” ” ” | ૧૯૩૯ | ૨૯૪ | ૦–૧૨–૦ |
| ભજનસેવાની પદ્ધતિ | | ૧૯૧૬ | ૧૪૧ | ૦– ૮–૦ |
| ખ્રિસ્તાખ્યાન | રેવ. કહાનજી માધવજી | ૧૯૨૧ | ૭૮ | ૦– ૨–૦ |
| પવિત્ર શાસ્ત્રની ૨૪ વાર્તાઓ | | ૧૯૩૦ | ૪૭ | ૦– ૧–૦ |
| મેથોડિસ્ટ ડિસિપ્લીન M.E. | | ૧૯૨૬ | | ૨– ૦–૦ |
| ઈસુ ખ્રિસ્તનું પૂર્ણ મનુષ્યત્વ | ફૉસ્ડીક | ૧૯૨૨ | ૧૩૫ | ૧– ૦–૦ |
| દૈનિક પ્રકાશ | | ૧૯૨૫ | ૭૫૦ | ૧– ૪–૦ |
| કૌટુંબિક પ્રાર્થના | રેવ. જે. એસ. સ્ટીવન્સન | ૧૯૨૪ | ૨૮ | ૦– ૦–૩ |
| પ્રાર્થનાસંગ્રહ | રેવ. ડબ્લ્યુ. જી. મલ્લિગન | ૧૯૨૯ | ૧૩૦ | ૦– ૨–૦ |
| સાધારણ પ્રાર્થના | (C. M. S.) | ૧૯૧૫ | ૪૪૭ | ૨– ૦–૦ |
| સેવાનું રહસ્ય | ફૉસ્ડીક | ૧૯૨૮ | ૨૮૮ | ૦–૧૨–૦ |
| પ્રાર્થનાનું રહસ્ય | ” | ૧૯૩૫ | ૨૧૦ | ૦– ૮–૦ |
| ખ્રિસ્તી ભજનસંગ્રહ | | ૧૯૩૬ | ૪૧૧ | ૦–૧૨–૦ |